[ ૨ ]

# કલ્યાણી

આજ મને માત્ર સત્તાવીશ વર્ષ થયાં છે. આ જીવન લંબાઈને હિસાબે મોટું નથી; તેમ ગુણને હિસાબે પણ મોટું નથી. પરંતુ તેનું એક વિશેષ મૂલ્ય છે. તે ફૂલના જેવું છે, કે જે ફૂલના હૃદયમાં ભ્રમર બેઠો હતો, અને તેના પદક્ષેપનો ઇતિહાસ તેના જીવનમાં ફળની પેઠે આકૃતિ ધારણ કરી રહ્યો હતો.

એ ઇતિહાસ નાનો છે—તેને નાના રૂપે જ લખીશ. નાનાને જેઓ સામાન્ય ગણીને ભૂલ કરતા નથી, તે એનો રસ સમજશે.

કોલેજમાં જેટલી પરીક્ષાઓ પસાર કરવાની હતી તેટલી બધી મેં પસાર કરી છે. નાનપણમાં મારા સુંદર વદનની પંડિત મહાશયે શીમુળ ફૂલ અને મોગકાલ ફળની સાથે તુલના કરીને મને વિદ્રુપ બનાવવાનો સુયોગ મેળવ્યો હતો; આથી તે વખતે હું ઘણો શરમાતો —પરંતુ મોટો થયા પછી એ વાતનો વિચાર કરૂં છું કે, જો બીજો જન્મ હોઈ શકે તો મારૂં સુરૂપ મુખ અને પંડિત મહાશયનું વિદ્રુપ મુખ જેવું ને તેવું પ્રકાશી ઊઠે.

મારા પિતા એક વખતે રંક હતા, વકીલાતના ધંધામાં તેમણે પુષ્કળ પૈસા મેળવ્યા હતા, પરંતુ તે ભોગવવાનો એક ક્ષણ પણ તેમને અવકાશ મળ્યો નહોતો. મૃત્યુ સમયે તેમણે જે અંતિમ શ્વાસ મૂક્યો તે જ તેમનો પ્રથમ અવકાશ!

એ સમયે હું નાનો હતો. મારી માએ જ ઉછેરીને મને મોટો કર્યો હતો. મારી મા ગરીબ ઘરની હતી એટલે અમે પૈસાવાળા છીએ એ વાત તે ભૂલતી નહીં, અને મને પણ ભૂલવા દેતી નહીં.

નાનપણમાં હું ઘણા લાડથી ઉછર્યો હતો, અને મને લાગે છે કે તેને લીધે જ હું કાચી સમજનો રહ્યો હતો. આજ પણ મને જોતાં જ સૌ કહેતાં કે "અન્નપૂર્ણાના ખોળામાં હું ગજાનનનો જાણે નાનો ભાઈ જ છું."

મારા મૂળ વાલી મારા મામા, મારા કરતાં બહુ તો છએક વર્ષે મોટા હશે. પરંતુ ફલ્ગુની રેતી પેઠે તેમણે મારા બધા ગૃહ-વ્યવહારને પોતાના અંતરની અંદર શોષી લીધો હતો. તેમને પૂછ્યા વિના મારામાં પાણી પણ પીવાની હિંમત નહોતી; આ કારણે કોઈ દિવસ કશી વાતની સહેજ પણ ચિંતા રહેતી નહીં.

કન્યાનાં માતપિતા પણ સ્વીકાર કરી શકે કે હું સત્પાત્ર છું, બીડી સુદ્ધાં હું પીતો નહીં. સારા માણસ થવું એમાં કાંઈ તસ્દી પડતી નથી. એટલે હું તદ્દન સારો માણસ હતો. માતાની આજ્ઞા પ્રમાણે ચાલવાની મારામાં શક્તિ છે—વસ્તુતઃ તે ન માનવાની શક્તિ મારામાં નથી. અંતઃપુરના શાસન પ્રમાણે ચાલવાને હું તૈયાર રહું છું—જો કદી કોઈપણ કન્યા સ્વયંવરથી વરવાની હોય તો તેણે મારું આ સુલક્ષણ સ્મરણમાં રાખવું જોઈએ.

ઘણાં મોટાં કુટુંબોમાંથી મારે માટે માગાં આવ્યાં. પરંતુ મારા મામા કે જે પૃથ્વીમાં, મ્હારા ભાગ્યદેવતાના મુખ્ય 'એજન્ટ' હતા, તેમનો મારા લગ્નસંબંધમાં કાંઈક વિશેષ અભિપ્રાય હતો. તવંગરની કન્યા તેમને પસંદ નહોતી. અમારે ઘેર જે કન્યા આવે તે નમ્યું આપતી આવે, એવી તેમની ઇચ્છા હતી. ઉપરાંત પૈસા તરફની તેમની આસક્તિ 'અસ્થિ મજ્જા'થી જડેલી હતી. તેમને એવો વહેવાઇ જોઇતો હતો, કે જેની પાસે પૈસા ન હોય તો પણ પૈસા આપવામાં કસૂર કરે નહીં; જેને ચૂસી શકાય અને વળી અમારે ઘેર આવતાં મોટા હુક્કાને બદલે ગુડગુડી આપીએ તો પણ માઠું લગાડે નહીં.

મારો મિત્ર હરીશ કાનપુરમાં ધંધો કરતો હતો, તે રજામાં કલકત્તે આવ્યો. તેણે કહ્યું. "તારે જો કન્યા જોઈતી હોય તો એક સુંદર કન્યા તૈયાર છે."

હું હમણાં જ એમ. એ. માં પાસ થયો છું. જેટલે દૂર દૃષ્ટિ લંબાવીએ તેટલે દૂર રજાનો સમુદ્ર પડયો હતો. પરીક્ષા નહીં, ઉમેદવારી નહીં, ચાકરી નહીં, મિલકતની દેખરેખ રાખવાની ફિકર નહીં—ઇચ્છા પણ નહીં—એ રાખવા માટે અંદર છે મા અને બહાર છે મામા—આવી મારી સ્થિતિ હતી.

આ અવકાશની મરૂભૂમિમાં મારું હૃદય તે વખતે વિશ્વવ્યાપી નારી રૂપનું મૃગજળ દેખાતું હતું—આકાશમાં તેની દૃષ્ટિ, પવનમાં તેનો નિઃશ્વાસ અને તરૂમર્મરમાં તેની ગુપ્ત વાત! એવે વખતે હરીશે મને કહ્યું: "જો તું કન્યાની વાત કરતો હોય તો"—આ સાંભળી મારું શરીર—મન વસન્તની લહરીમાં બકુલવનની નવપલ્લવરાશિની પેઠે કંપતું કંપતું તડકો છાંયડો ધ્રુજાવવા લાગ્યું. હરીશ રસિક હતો. રસ મેળવીને વર્ણન કરવાની શક્તિ તેનામાં હતી અને તેમાં વળી મારું મન તૃષાર્ત હતું. મેં હરીશને કહ્યું, "એક વાર મામાની પાસે તો એની વાત કાઢી જો!"

હરીશ અસર જમાવવામાં અદ્વિતીય છે. એથી સર્વત્ર તેની ખાતર બરદાશ થતી. મામા પણ તેને મળે ત્યારે છોડતા નહીં. આ વાત દીવાનખાનામાં નીકળી. કન્યા કરતાં કન્યાના બાપની વાત જ તેની પાસે વધારે વજનદાર ગણાઈ. બાપની અવસ્થા તેને જેવી જોઈએ તેવી જ જણાઈ. અગાઉ આ કન્યાના બાપના વંશમાં લક્ષ્મીનો મંગળઘડો ભરેલો હતો. હાલમાં લગભગ ખાલી હતો, તો પણ તળિયામાં કંઈક અવશિષ્ટ હતું. દેશમાં કુલમર્યાદા રાખીને રહેવું સહેલું નહીં એટલે તેણે પશ્ચિમમાં જઈને વાસ કર્યો હતો. ત્યાં એ ગરીબ ગૃહસ્થની પેઠે જ રહેતો. એક દીકરી સિવાય તેને બીજું સંતાન નહોતું એટલે તેની પાછળ લક્ષ્મીનો ઘડો સામટો ખાલી કરી દેવામાં તે આનાકાની કરશે નહીં, એમ જણાવવામાં આવ્યું. એ બધી વાત તો ઠીક. પરંતુ કન્યાની ઉંમર પંદર વર્ષની છે, એ સાંભળી મામાનું મન જરા વ્યગ્ર થયું. કુળમાં તે કાંઈ દોષ નથી

ને? ના. બાપને કોઇ યોગ્ય વર શોધવા જતાં યે મળ્યો નથી. એક તો વરનું બજાર તેજ અને વળી તેના ઉપર ધનુષ્ય ભાંગવાની પ્રતિજ્ઞા નથી. બાપ ધીરજ રાખી રહ્યો હતો. પણ કાંઇક ન્યાની વય ધીરજ રાખે ?

ગમે તે હો—હરીશની સરસ રસનામાં ગુણ છે, એ નક્કી. મામાનું મન પીગળ્યું, લગ્નનો ભૂમિકા અંશ નિર્વિઘ્ને સમાપ્ત થયો. કલકત્તાની બહાર જે પૃથ્વી છે તે બધી મામાને મન આન્ડામાન દ્વીપની અંદર રહેલી હતી. જીવનના કોઈ ખાસ પ્રસંગે તેઓ કોન્નગર સુધી ગયેલા. મામા જો મનુ હોત તો તેમણે હાઉગ્રાનો પુલ ઓળંગવાનો નિષેધ જરૂર કર્યો હોત. મારા મનમાં એમ હતું કે કન્યાને હું જાતે જોઈ આવું તો ઠીક. પરંતુ આ સૂચના પ્રકટ કરવાની મારામાં હિંમત ન હતી. કન્યાને આશીર્વાદ આપવા માટે જેને મોકલવામાં આવ્યો તે વિનુભાઈ—મારી ફોઈનો દીકરો થતો હતો. તેના અભિપ્રાય, રૂચિ, અને દક્ષતા ઉપર હું સોળસોળ આના આધાર રાખતો. વિનુભાઇએ પાછા આવીને કહ્યું: "કાંઇ ખોટું નથી! શુદ્ધ સોનું છે." વિનુભાઇની ભાષા બહુ સાદી હતી. આપણે જેને ચમત્કાર કહીએ તેને એ કામચલાઉ કહેતા; એટલે હું સમજ્યો કે મારા ભાગ્યમાં પ્રજાપતિ ને સાથે પંચશરનો કાંઈ વિરોધ નથી.

અત્રે એ કહેવાની જરૂર નથી કે લગ્ન માટે કન્યાપક્ષવાળાને જ કલકત્તે આવવું પડયું, કન્યાના પિતા શંભુનાથ, બાબુ હરીશના પર કેટલો બધો વિશ્વાસ રાખતા, તેનું પ્રમાણ એ કે લગ્ન પહેલાં માત્ર ત્રણ દિવસ અગાઉ જ તે મને જોવા આવ્યા અને આશીર્વાદ આપી ગયા. તેમની ઉંમર ચાળીસથી ઓછી કે વધારે હશે. માથાના વાળ ધોળા થયા ન હતા પણ દાઢીમૂછના વાળ તેવા થવા માંડયા હતા. ચહેરો સુંદર ખરો—ભીડમાં બધાની નજર પહેલાં તેમના પર પડે એવો! મને જોઈને તેઓ ખુશી થયા હશે. જો કે તે જાણવું ઘણું મુશ્કેલ હતું; કારણ કે તે થોડાબોલા હતા. જે એક બે વાક્યો તેઓ બોલતા તે પણ જાણે માંડમાંડ બોલતા હોય એમ લાગતું.

મામાની જીભ ખૂબ ચાલી રહી હતી–ધનમાં, માનમાં, અને જાણે શહેરમાં કોઇથી ઉતરતા નહોતા અને એ જ વાત જુદી જુદી રીતે તેઓ વર્ણવતા. શંભુનાથ બાબુએ એ વાતમાં બહુ ધ્યાન આપ્યું નહીં. કેંક બ્હાને હું કે હાં સુદ્ધાં સંભળાયું નહીં. હું ત્યાં હોત તો થાકી જાત, પરંતુ મામાને થકાવવા મુશ્કેલ. તેમણે શંભુનાથ બાબુની ચૂપકીદી જોઈને કહ્યું "એ છેક જ નિર્જીવ લાગે છે, એનામાં જરાકે તેજ નથી.' વહેવારાઇ સંપ્રદાયમાં બીજાું ગમે તે હોય, પરંતુ તેજ હોય તો દોષ ગણાય એટલે મામા મનમાં તો ખુશી થયા અને શંભુનાથ બાબુ જ્યારે જવા ઊઠયા ત્યારે મામાએ ટૂંકામાં જ વિદાય-ગીરી આપી. ગાડી સુધી વળાવવા પણ ન ગયા, પહેરામણી બાબત-માં બન્ને પક્ષ વચ્ચે ચોક્કસ મસલત કરી લેવાઈ. મામા પોતાને અત્યંત ચતુર માનીને ગર્વ કરતા. બોલવાચાલવામાં ક્યાંયે બંધાતા નહીં. રોકડા રૂપિયાની રકમ તો નક્કી પરંતુ ઘરેણાં કયા દરના અને કેટલા તોલાનાં એ પણ નક્કી થઇ ગયું હતું. હું પોતે એ એકે વાત જાણતો નહોતો કે લેવાદેવાનું શું નક્કી થયું છે? માત્ર એટલું જાણતો હતો કે આ સ્થૂલ અંશ પણ વિવાહનો એક મુખ્ય અંશ છે, અને એ અંશનો ભાર જેના ઉપર છે તે એક પાઇ પણ મૂકી દે તેવા નથી. વસ્તુતઃ ઘણા જ પાકકા આસામી તરીકે જ મારા મામા બધા વ્યવહારના ગર્વની મુખ્ય સામગ્રી હતા. જ્યાં જ્યાં મારો સંબંધ છે ત્યાં ત્યાં બુદ્ધિની લડાઇમાં તેઓ જીતવાના જ એ એક નિશ્ચિત વાત હતી.

મારે શરીરે પીઠી ચોળવાથી કાંઇ અજબ રંગ પ્રકાશી નીકળ્યો. જાનૈયા એટલા બધા કે તેમની ગણતરી કરવી હોય તો એક કારકુન રાખવો પડે. તેમની સરભરા કરતાં કન્યાપક્ષને હેરાન થવું પડશે, એ વાતનો વિચાર કરીને મારાં માતા તથા મામા ખૂબ હસ્યા; બેંડ, શરણાઇ વગેરે ઉચ્ચ અવાજનાં વાજિંત્ર એક સાથે મેળવી મોટા ભૈરવી નાદ કરી સંગીત સરસ્વતીનું પદ્મભવન દલિતવિદલિત કરી, હું

લગ્ન-મંડપમાં પહોંચી ગયો. વીંટીઓથી, હારથી, જરઝવેરાતથી, મારું શરીર જાણે ઘરેણાંની દુકાનનું લીલામ થવા જતું હોય તેવું લાગતું હતું. મામા લગ્ન-મંડપ જોઇ ખુશી થયા નહીં, એક તો ત્યાં જાનૈયા માટે જગ્યાનો સંકોચ અને તેમાં વળી બધી તૈયારી મધ્યમસરની હતી. ઉપરાંત શંભુનાથ બાબુનો વ્યવહાર છેક જ ઠંડો તેમનો વિનય 'સતત' નહોતો. મોઢે તો બોલવું જ નહિ. કમરે બેસ બાંધેલો, ગળું બોખરૂં, માથે ટાલ પડેલી, રંગે ખૂબ શ્યામ અને અત્યંત સ્થૂલ શરીરવાળા. તેમના એક વકીલ મિત્રે, હાથ જોડી, માથું હલાવી, નમ્રતાથો સ્મિત કરી અને ગદ્‌ગદ્ કંઠે કોન્સર્ટ પાર્ટીના કરતાળ વગાડવાની જો શરૂઆત કરી ન હોત, અને જાનના દરેક જણને વારંવાર જુદી જુદી રીતે રીઝવી દીધા ન હોત તો પહેલેથી જ બધું અસ્તવ્યસ્ત થઇ જાત. માયરામાં બેસવાની થોડીક ક્ષણ અગાઉ મારા મામા, શંભુનાથ બાબુને બાજુના ઓરડામાં લઇ ગયા. ત્યાં શી વાત થઈ તે હું જાણતો નથો. પરંતુ થોડી વાર પછી શંભુનાથ બાબુએ આવીને મને કહ્યું: "બાબુજી. જરા આ બાજુ આવો તો?" હું તેમની સાથે ગયો.

બાબત નીચે મુજબ હતીઃ-બધાને કદાચ નહીં હોય, પરંતુ કોઇ કોઈ માણસને જીવનમાં એકાદ લક્ષ હોય છે. મામાને એમ છે કે, ઘરેણામાં દગો કરશે-લગ્નકાર્ય સમાપ્ત થયા પછી એનો ઉપાય કાંઈ રહેશે નહીં, ગાડીભાડું, ભેટસોગાદ, મહેમાનોની ખિદમતગીરી વગેરે સંબંધમાં જે ખેંચતાણનો પરિચય થયો છે, તે ઉપરથી મામાએ નિશ્ચય કર્યો હતો કે આપવા લેવાની બાબતમાં આ માણસની કેવળ બહારની વાત ઉપર ભરોસો રાખીને ચલાશે નહીં, એટલા માટે પોતાના સોનીને પણ તેઓ સાથે લઇ આવ્યા હતા. મેં બાજુના ઘરમાં જઇને જોયું તો મામા એક બાંકડે બેઠા છે અને સોની, તેના કાંટા કસોટી વગેરે સાથે નાના બાંક પર બેઠો છે. શંભુનાથ બાબુએ મને કહ્યું કેઃ "તમારા મામા કહે છે કે લગ્નની શરૂઆત થાય તે

પહેલાં તેમને કન્યાનાં બધાં ઘરેણાંની કસોટી કરાવવી છે. તમારે એ બાબતમાં શું કહેવું છે?"

હું મસ્તક નમાવીને ચૂપચાપ ઊભો રહ્યો.

મામાએ કહ્યું "એ વળી શું કહેશે? હું જેમ કહીશ તેમ જ થશે."

શંભુનાથ બાબુએ મારા તરફ ફરીને કહ્યું: "શું આ ઠીક થાય છે? શું એઓ જે કહેશે તે જ થશે? એ બાબતમાં તમારે કાંઇ જ કહેવાનું નથી?"

મેં સહેજ માથું હલાવીને કહ્યું કે:—" એ બધી બાબતમાં મારે બિલકુલ અધિકાર નથી."

"ઠીક ત્યારે બેસો. કન્યાના શરીર પરથી બધાં ઘરેણાં લઇ આવું છું." એમ કહીને તેઓ ઊઠયા.

મામાએ કહ્યું: "અનુપમ! અહીં તું શું કરીશ? મંડપમાં જઇને બેસ તો."

શંભુનાથબાબુ બોલ્યા: "ના, મંડપમાં નહીં; અહીં જ બેસવું પડશે."

થોડી વાર પછી તેઓ એક કપડામાં બાંધેલાં ઘરેણાં લઇ આવ્યા, અને બાંકડા પર મૂકયાં. બધાં ઘરેણાં તેની દાદીના વખતનાં ને હાલની ફેશનના બારીક નકશીનાં ન હતાં. જેમ મોટાં તેમ વજનદાર હતાં.

સોનીએ ઘરેણાં હાથમાં લઇને કહ્યું: "આમાં તે વળી જોવું શું? આમાં ભેળ નથી—આવું સોનું આજના વખતમાં વપરાતું નથી."

એમ કહીને એક ઘરેણાંને તેણે ભાર દઇને વાંકું વાળીને કહ્યું કે: "આ કેવું ચોખ્ખું સોનું છે!"

મામાએ તે જ વખતે પોતાની નોટબુકમાં ઘરેણાંની ટીપ ઊતારી લીધી. વળી હમણાં જે ઘરેણાં બતાવ્યાં તે પાછળથી ઓછાં થઈ જાય એ ભયે, ગણતરી કરીને જોયું તો જણાયું કે જેટલાં ઘરેણાં

આપવાની વાત હતી. તેનાં કરતાં આ ઘરેણાં દરમાં અને વજનમાં ઘણાં જ વધારે હતાં.

ઘરેણાંમાં એક એરીંગની જોડી હતી. શંભુનાથે એ સોનીના હાથમાં મૂકીને કહ્યું: "આ જરા તપાસી જુઓ તો!"

સોનીએ કહ્યું: "આ તો વિલાયતી માલ છે, એમાં સોનું જુજ છે."

શંભુબાબુએ એરીંગની જોડી મામાના હાથમાં મૂકીને કહ્યું: "આ આપ જ રાખો."

મામાએ તે હાથમાં લઈને જોયું કે એ જ એરીંગની જોડી કન્યાને આશીર્વાદ આપતી વખતે તેમણે આપી હતી.

મામાનું મોં રક્તવર્ણું બની ગયું. આ દરિદ્ર બ્રાહ્મણ પોતાને છેતરશે પરંતુ પોતે છેતરાવાના જ નથી, એ આનંદકર વિચારથી વંચિત થયા; અને તેના ઉપર પણ વળી શિરપાવ મળ્યો. મોં અત્યંત ઠાવકું રાખીને તેમણે કહ્યું: "અનુપમ! જા, તું મંડપમાં જઈને બેસ તો."

શંભુનાથ બાબુએ કહ્યું: "ના, હવે મંડપમાં જવાશે નહીં. ચાલો પહેલાં તમને જમાડું."

મામાએ કહ્યું: "એ વળી શી વાત? લગ્ન—"

શંભુનાથ: "એની ફિકર ન કરો—હમણાં બેસો."

શંભુનાથ તદ્દન સાદા માણસ જેવો જણાતો. પરંતુ તેના અંતરમાં જાણે ઘણું જોર છે એમ જણાયું. મામાને બેસી રહેવું પડ્યું. જાનૈયાનું જમણ થઈ ગયું. રસોઈ સાદી હતી, પરંતુ સ્વાદિષ્ટ હતી, અને બધી રીતે બધી યોજના સુઘટિત હતી, એટલે બધાંને સંતોષ થયો.

બધાંનું જમણ સમાપ્ત થતાં શંભુનાથબાબુએ મને જમવાનું કહ્યું. મામાએ કહ્યું: "એ વળી શું બોલ્યા? લગ્ન સમાપ્ત થયાં પહેલાં વરથી જમાય શી રીતે?"

શંભુબાબુએ આ બાબતમાં મામાના કોઈપણ મતપ્રકાશની સંપૂર્ણ દરકાર રાખ્યા વગર મારા તરફ ફરીને કહ્યું: "તમે શું કહો છો ? જમવા બેસી જવામાં કાંઈ દોષ છે ?"

મૂર્તિમતી આજ્ઞા સ્વરૂપે મામા હાજર હતા. તેમની વિરૂદ્ધ ચાલવું એ મારે માટે અસંભવિત હતું. હું જમવા બેસી શક્યો નહીં.

પછી શંભુનાથબાબુએ મામાને કહ્યું: "આપને ઘણી તસ્દી આપી છે. અમે કાંઈ પૈસાવાળા નથી. આપને યોગ્ય સરભરા મારાથી બની નથી. માફ કરશો. રાત ઘણી ગઈ છે એટલે આપને વધારે કષ્ટ આપવા માંગતો નથી. હવે ત્યારે—"

મામાએ કહ્યું: "મંડપમાં ચાલો, અમે તો તૈયાર છીએ."

શંભુનાથે કહ્યું: "ત્યારે આપની ગાડી મંગાવી આપું ?"

મામાએ આશ્ચર્ય પામીને કહ્યું: "શું કાંઇ મશ્કરી તો કરતા નથી?"

શંભુનાથ: "મશ્કરી તો આપે જ કરેલી છે. મશ્કરીના સંબંધને સ્થાયી કરવાની મારી ઇચ્છા નથી."

મામા બન્ને આંખો મોટીમોટી કરી મૂઞા થઈ ગયા.

શંભુનાથે કહ્યું: "મારી કન્યાનાં ઘરેણાં હું ચોરી લઈશ એવો સંશય જેમને આવે તેમને ઘેર મારે કન્યા આપવી નથી."

મારે કાંઇએ બોલવાનું છે, એવી તેને જરૂર લાગી નહીં. કારણ કે તેને પ્રમાણ મળ્યું હતું કે હું કંઈ ગણતરીમાં નથી.

તે પછી શું થયું તે જણાવવાની મારી મરજી નથી. મંડપનો શણગાર, દીવાબત્તી વગેરેને ભાંગી, તોડી, બધી ચીજો છિન્નભિન્ન કરી જાનનો સમૂહ દક્ષ-યજ્ઞની ગરજ સારી બહાર નીકળી પડયો.

પાછાં ફરતાં બેંડ, શરણાઈ, નોબત વગેરે કશું વાગ્યું નહીં અને આકાશી હવાઇઓએ તારાની પાછળ કયાં મહાનિર્વાણ પ્રાપ્ત કર્યું તેનો કાંઈ પત્તો લાગ્યો નહીં.

[૩]

ઘરનાં બધાં તો ગુસ્સાથી લાલચોળ થઇ ગયાં ! કન્યાના બાપનો આટલો બધો ગર્વ ! કલિ શું પૂર જોશમાં આવી પહોંચ્યો ? બધાંએ કહ્યું કે જોઇએ, કન્યાને કેવી પરણાવે છે તે ? પરંતુ કન્યાનાં લગ્ન જ નહીં થાય, એવો ભય જેના મનને નથી તેને શિક્ષા કરવાનો ઉપાય શો ?

સમસ્ત બંગાળ દેશમાં હું જ એક એવો પુરૂષ છું કે જેને કન્યાના બાપે લગ્ન–મંડપમાંથી પાછો ફેરવ્યો છે. આવા મોટા સત્પાત્રના કપાળમાં આવડું મોટું કલંક કયા દુષ્ટ ગ્રહે આટલી બધી ધામધુમથી દીવાબત્તીનો ભપકો કરી વાજાં વગડાવી આંકી દીધું ? મારી સાથે આવેલા બધા આમ કહીને કપાળે હાથ લગાડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે લગ્ન થયાં નહીં અને અમને છેતરીને જમાડયા–જો રસોઇથી ભરેલાં વાસણ માત્રને ત્યાં વેરણછેરણ કરી નાખ્યાં હોત તો તો ખેદ કંઇક ઓછો થાત.

લગ્ન તોડવા તથા અપમાન કરવા માટે ફરિયાદ કરવા મામા ઘણી ધાંધલ કરવા લાગ્યા, પરંતુ હિતેચ્છુઓએ સમજાવ્યા કે તમાશામાં જે કાંઇ બાકી રહ્યું છે, તે એથી પૂરું થશે.

કહેવાની જરૂર નથી કે મને પણ ઘણી જ રીસ ચડી હતી. કઇ રીતે શંભુનાથ બાબુ મોટી વિપત્તિમાં સપડાય અને મારે પગે પડતા આવે તેનો હું વિચાર કરવા લાગ્યો.

પરંતુ આ ક્રોધના કાળા રંગના ઓતની પાસે બીજો એક ઓત વહેતો હતો, જેનો રંગ બિલકુલ કાળો નહોતો. મારું સમસ્ત મન છૂટીને પેલી અપરિચિતાની શોધમાં ગયું હતું–તેને હજીપણ ખેંચીને પાછો લાવી શક્યો નથી. આડી માત્ર દીવાલ જ રહી ગઇ. તેને કપાળે ચર્ચેલું ચંદન, તેના શરીર ઉપરની લાલ સાડી, તેના મુખની લજ્જાની રતાશ, મને સાંભરતાં, પણ તેના હૃદયમાં શું હતું

તે હું શી રીતે કહી શકું ? મારા કલ્પલોકની કલ્પલતા વસંતના સમસ્ત ફૂલનો ભાર મને નિવેદન કરવાને માટે નમી પડી છે. હવા આવે, ગંધ જણાય, પાંદડાંનો શબ્દ સંભળાય, કેવળ સહેજ પગ ઉપાડવાની જ વાર—એવે વખતે એ પદક્ષેપનું દૂરત્વ એક મુહૂર્ત માત્રમાં સીમા વિનાનું થઈ પડયું.

આ બધા દિવસ દરરોજ સાંજે મેં ત્રિનુભાઇને ત્યાં જઇને તેમને અસ્થિર કરી મૂકયા હતા. વિનુભાઇની વર્ણનની ભાષા બહુ ટૂંકી હતી; એટલે જ તેમની દરેક વાતે અગ્નિના તણખાની પેઠે મારા મનની અંદર અગ્નિ પ્રગટાવી દીધો. મને ખબર હતી કે કન્યા ઘણી જ રૂપવતી છે, પરંતુ નહોતી જોઈ મેં તેને મારી આંખોએ કે નહોતી જોઈ મેં તેની છબી. બધું અસ્પષ્ટ રહી ગયું. તેને મનની અંદર તો હું લાવી શકતો નથી. એટલા માટે મારું મન તે દિવસના તે લગ્નમંડપની દીવાલની બહાર ભૂતની પેઠે દીર્ઘ નિઃશ્વાસ નાખતું ફરવા લાગ્યું.

હરીશની પાસેથી મેં સાંભળ્યું હતું કે, કન્યાને મારો ફોટોગ્રાફ બતાવવામાં આવેલો. પસંદ જ કર્યો હશે વળી ! ન કરવાનું કારણ તો કાંઈ છે નહીં. મારું મન કહે છે કે તે છબી તેણે કોઈ પેટીમાં સંતાડી રાખી હશે. ઘરમાં એકલી હોય ત્યારે બારણું બંધ કરી બપોરને વખતે શું એ પેટી ઉઘાડીને છબી નહીં નીરખતી હોય ? જ્યારે નમીને તે જોતી હશે ત્યારે તેના મુખની બંને બાજુએથી તેના છૂટા કેશ તેના પર આવીને નહીં પડતાં હોય ? ઓચિંતો બહાર કોઇનો પગરવ સાંભળી તે એકદમ પોતાના સુગંધી વસ્ત્રમાં એ છબીને સંતાડી નહીં દેતી હોય ?

દિવસો ચાલ્યા ગયા. એક વર્ષ વીતી ગયું. મામા તો શરમને માર્યા વેવિશાળની વાત જ કરી શકે નહીં. માની મરજી હતી કે જ્યારે નાતમાં અમારા અપમાનની વાત ભૂલાઇ જાય ત્યારે વેવિશાળની તજવીજ કરવી.

આ તરફથી મેં સાંભળ્યું કે કન્યાને સારો વર મળી આવ્યો છે, પરંતુ તેણે પ્રતિજ્ઞા કરી છે કે લગ્ન કરવાં નહીં. એ સાંભળીને મારું મન રોમાંચના આવેશથી ભરાઈ ગયું. હું કલ્પનાથી જોવા લાગ્યો કે તે બરાબર ખાતી નથી, સાંજ પડે પરંતુ અંબોડો બાંધવો ભૂલી જાય છે. તેનો બાપ તેના મોં સામું જુએ અને વિચાર કરે કે મારી પુત્રી દિવસે દિવસે આવી કેમ થતી જાય છે? ઓચિંતો તેના ઓરડામાં આવીને જુએ, તો છોકરીની બન્ને આંખો આંસુથી ભરેલી છે. તે પૂછે છે કે: "બેટા! તને શું થયું તે તો કહે!" છોકરી તરત આંસુ લૂછી કહે છે કે: "કાંઈ નથી થયું બાપુ!" બાપની એકની એક દીકરી-ઘણી જ લાડકવાયી દીકરી. અનાવૃષ્ટિના દિવસમાં ફૂલનાં કૂંડાંની માફક જ્યારે પોતાની દીકરી સૂકાઈ જવા લાગી ત્યારે બાપનો જીવ વધારે વાર સહન કરી શક્યો નહીં. અભિમાનને દાબી દઈને તે દોડતા આવ્યા અમારે ત્યાં. ત્યારપછી મનની અંદર જે પેલી કાળા રંગની ધારા વહેતી તેણે જાણે કાળા સાપનું રૂપ ધાર્યું હોય તેમ ફૂંફાડો મારી ઊઠી તે બોલીઃ "ઠીક, ઠીક. વળી એકવાર વિવાહની તૈયારી કરો. લાઈટનો બંદોબસ્ત કરો. દેશવિદેશ આમંત્રણ કરો. પછી તમે વરનો ખૂંપ પગ નીચે કચડી, ટોળું મળી, મંડપ છોડી ચાલ્યા આવો." પરંતુ જે ધારા આંખના જળ સમાન શુભ હતી તે રાજહંસનું રૂપ ધરી બોલી કે; "જેવી રીતે એક દિવસ દમયંતીના પુષ્પવનમાં હું ગયો હતો તેવી જ રીતે મને એક વાર ઊડીને જવા દો કે હું જઈને વિરહિણીના કાનમાં એક વાર સુખની ખબર આપી આવું"-ત્યાર પછી? ત્યાર પછી દુઃખની રાત પૂરી થઈ. નવવર્ષાનું જળ પડયું. મ્લાન થયેલાં ફૂલો ખીલી ઊઠયાં-આ વેળાએ એ દીવાલની બહાર રહ્યું-સમસ્ત પૃથ્વી એને બીજું બધું, અને તેની અંદર પ્રવેશ કર્યો માત્ર એક પુરુષે. ત્યાર પછી? ત્યાર પછી મારી વાત પૂરી થઈ.

પરંતુ એ વાત પૂરી થઈ નહીં. જે સ્થળે અધૂરી રહી છે તેનું

વર્ણન કરી લેખ પૂરો કરીશ.

મારી માને લઇને હું યાત્રાએ જતો હતો. એ વ્યવસ્થાનો ભાર મારા ઉપર જ હતો; કારણ મામા હજી પણ હાવરાના પૂલની પેલી પાર ગયા નહોતા. હું આગગાડીમાં ઊંઘતો હતો. ઝોકાં ખાતાં ખાતાં મગજમાં નાના પ્રકારનાં ભાગ્યાંતૂટ્યાં સ્વપ્નોનો ઝંકાર થઈ રહ્યો હતો. ઓચિંતો એક સ્ટેશને જાગી ઊઠ્યો. પ્રકાશ અને અંધકારમાં મિશ્ર થયેલું તે પણ એક સ્વપ્ન–કેવળ આકાશના તારલાઓ ચિર-પરિચિત–બાકીનું બધું અપરિચિત. અસ્પષ્ટ સ્ટેશનનાં ફાનસો ઊભાં ઊભાં પ્રકાશ આપતાં જાણે કહેતાં હતાં કે: "આ પૃથ્વી કેટલી બધી અપરિચિત છે! અને જે ચોતરફ છે તે કેટલું બધું દૂર છે!" ગાડીમાં મા ઊંઘતાં હતાં. બત્તીની નીચે લીલો પડદો ખેંચી લીધો હતો. ટ્રંક પેટી વગેરે આમતેમ એકમેકની ઉપર પડયાં હતાં.

એવે વખતે એ અદ્ભૂત પૃથ્વીની અદ્ભૂત રાતે કોઇ બોલી ઊઠ્યું: 'જલદી ચાલ્યા આવો, આ ડબ્બામાં જગ્યા છે."

મને લાગ્યું કે મેં જાણે ગાયન સાંભળ્યું. બંગાળી સ્ત્રીઓ જ્યારે ગળામાં બંગાળી બોલે છે ત્યારે કેટલું મધુરું લાગે છે, તે આવી રીતે કસમયે અચાનક ચમકીને સાંભળતાં પૂર્ણ રીતે સમજી શકાય છે; પરંતુ આ કંઠને કેવળ સ્ત્રીનો કંઠ કહીને એક પંક્તિમાં દાખલ કરવો ચાલશે નહીં; એ કેવળ એક મનુષ્યનો કંઠ, સાંભળતાં જ મન બોલી ઊઠે કે, "આવું તો ક્યાંયે સાંભળ્યું નથી!"

ઘણા લાંબા વખતથી મને કંઠસ્વર ઘણો જ ગમે છે. રૂપ એ કાંઇ ઓછી વસ્તુ નથી, પરંતુ મનુષ્યમાં જે અંતરતમ અને અનિ-ર્વચનીય વસ્તુ છે તે કંઠસ્વર છે; અને એ કંઠસ્વર જ જાણે ચહેરો હોયની, એમ મને લાગે છે. ઉતાવળે ગાડીની બારી ઉઘાડી બહાર ડોકું કાઢ્યું, પણ કાંઇ જ દેખાયું નહીં. પ્લેટફૉર્મના અંધકારમાં ઊભા રહીને ગાર્ડે પોતાનું લીલું ફાનસ નમાવી દીધું, ગાડી ચાલી

અને હું બારી પાસે બેસી રહ્યો. મારી આંખ સામે કોઈ મૂર્તિ નહોતી, પરંતુ હૃદયમાં હું એક હૃદયનું રૂપ જોવા લાગ્યો. તે જાણે આ અનંત તારામયી રાત્રીના જેવું, પોતે પોતામાં વ્યાપી રહે, પરંતુ તેને પકડી શકાય નહીં. અહા ! તે સૂર ! અજાણ્યા કંઠનો સૂર એક ક્ષણમાં, મારા ચિરપરિચયના આસન પર આવી બેઠો છે ! તે કેટલો બધો પરિપૂર્ણ–ચંચલ કાળના ક્ષુબ્ધ હૃદય ઉપર ફૂલની માફક તે ખીલ્યો છે, પરંતુ તેનાં મોજાં લાગવા છતાં એક પાંખડી પણ ખરતી નથી–અતિ કોમળતામાં જરાક સરખો પણ ડાઘ પડયો નથી.

આગગાડી લોખંડના મૃદંગથી તાલ દેતી ચાલવા લાગી. હું મનમાં એ જ ગાન સાંભળતો. તેની માત્ર એકજ ધૂન " ગાડીમાં જગ્યા છે–છે કે–જગ્યા છે કે ? " જગ્યા જે મળી શકતી નથી, કોઇ કોઇને ઓળખતું નથી, વળી એ ન ઓળખવું એ માત્રે દુર્ભાગ્ય છે. એ જે માયા છે તેને છિન્નભિન્ન કરવાથી પણ ઓળખવાનો કંઈ પાર નથી. અહો ! સુધામય સૂર ! જે હૃદયના અદ્ભુત રૂપનો છે, તે શું મારા ચિરકાળનો પરિચિત નથી ? જગ્યા છે, છે; જલદી આવવા બોલાવે છે, જલદી જ આવ્યો છું–એક ક્ષણનો પણ વિલંબ કરતો નથી. મને બરાબર ઊંઘ આવી નહીં, લગભગ દરેક સ્ટેશને એકવાર ડોકિયું બહાર કાઢીને મેં જોયું–બીક લાગવા માંડી કે જેને જોયેલું નથી તે વખતે રાતના જ કોઈ સ્ટેશને ઊતરી જશે તો ?

બીજે દિવસે સવારે એક મોટા સ્ટેશને ગાડી બદલવાની હતી. અમારી પાસે પહેલા વર્ગની ટિકિટ હતી–મને આશા હતી કે ભીડ નહીં થાય. ઊતરીને જોઉં છું તો સાહેબલોકના ' ઓર્ડલીઓનું ' ટોળું સરસામાન લઇને ગાડીની વાટ જુએ છે. લશ્કરનો કોઈ એક મોટો સરદાર મુસાફરીએ નીકળ્યો છે. બે ત્રણ મિનિટમાં જ ગાડી આવી પહોંચી. હું સમજ્યો કે પહેલા વર્ગની આશાનો ત્યાગ કરવો પડશે. માને લઇને કયા ડબામાં બેસવું એની ભારે ચિંતામાં હું પડયો. બધા ડબ્બામાં ભીડ હતી. બારણે બારણે ડોકું ઘાલીને જોવા

લાગ્યો. એવે વખતે બીજા વર્ગના ડબ્બામાંથી એક કુમારિકાએ મારી માને ઉદ્દેશીને કહ્યું: "આપ અમારા ડબ્બામાં પધારો ને? અહીં જગ્યા છે."

હું તો ચમકી ઊઠ્યો. તે જ અતિ મધુર કંઠ અને એ જ ગાનની ધૂન. 'જગ્યા છે.' ક્ષણ માત્ર વિલંબ ન કરતાં માની સાથે હું તે ડબ્બામાં જઇને બેઠો. સરસામાન લેવાનો વખત નહોતો. મારા જેવો 'નમાલો' દુનિયામાં બીજો કોઇ નહીં હોય. એ જ કુમારીના મજૂરના હાથમાંથી, ચાલતી ગાડીએ, ઉતાવળથી અમારું બિછાનું મેં ખેંચી લીધું. મારો ફોટો પાડવાનો કેમેરા સ્ટેશન પર રહી ગયો તે લઈ લેવાની તજવીજ પણ મેં કરી નહિ.

ત્યાર પછી–શું લખવું તે હું જાણતો નથી. મારા મનની અંદર એક અખંડ આનંદની છબી છે, તેને ક્યાંથી શરૂ કરું અને ક્યાં પૂરી કરું? બેઠાં બેઠાં વાક્ય ઉપર વાક્ય યોજવાની ઇચ્છા થતી નથી. આ વખતે તે સૂરને નજરે દીઠો. ત્યારે પણ તે મને સૂર તરીકે જ લાગ્યો. મારી માના મોં તરફ જોયું તો જણાયું કે તેની આંખ અનિમિષ જ છે, કુમારીની ઉમ્મર સોળ કે સત્તર વર્ષની હશે–પરંતુ નવયૌવને એના દેહમાં–મનમાં કોઇ પણ ઠેકાણે સહેજ પણ ભાર નાંખી દીધો હોય એવું જણાતું નથી. તેની ગતિ સહજ, પ્રભા નિર્મળ, અને સૌંદર્યની પવિત્રતા અપૂર્વ હતાં.

હું જાણું છું કે વિસ્તારથી કહેતાં મને આવડશે નહીં, તે એટલે સુધી કે તેણે કયા રંગનું કપડું કયી રીતે પહેર્યું હતું તે હું બરાબર રીતે કહી શકું તેમ નથી. એટલું તો નક્કી કે તેના વેષમાં એવું કાંઈ નહોતું કે જે તેના પોતાનાથી વિશેષ તરીકે જુદું તરી આવે. તે પોતે પોતાની ચારે દિશાની સર્વ વસ્તુઓ કરતાં વિશેષ હતી–રજનીગંધાની શુભ્ર મંજરીની પેઠે સરલ ટેકરી ઉપર ઊભું રહીને જે ઝાડ ઊગ્યું છે, તે ઝાડને તે એકદમ વટાવી ગઇ છે. તેની સાથે બે ત્રણ નાની છોકરીઓ હતી. તેની સાથે તેને હસવાનો અને વાત

કરવાનો જાણે અંત જ નહોતો. મેં હાથમાં એક ચોપડી રાખીને કાન તે બાજુ રાખ્યા. જે કાનમાં સંભળાતું તે બધું તો છોકરીની સાથે છોકરવાદી વાતો હતી. તેનું વિશેષત્વ એટલું જ કે તેની અંદર ઉમ્મરનો તફાવત કાંઈ હતો નહીં. બાળકની સાથે તે અનાયાસે અને આનંદથી બાળક થઇ ગઇ હતી. સાથે બાળકોની વાતોની ચિત્રોવાળી કેટલીક ચોપડીઓ હતી, તેમાંથી જ કોઇ એક વાત સંભળાવવાને માટે છોકરીઓ તેને કહેતી હતી. આ વાત નક્કી તે છોકરીઓએ વીસપચીસ વાર સાંભળી હશે; પરંતુ એ છોકરીઓનો શા માટે અત્યારે આટલો બધો આગ્રહ હતો તે હું સમજ્યો. એ સુધા-કંઠની સોનાની કાઠીમાં બધી વાત સુવર્ણવત્ થઇ જતી હતી. એ કુમારીનું સમસ્ત શરીર અને મન-એક આખું ઉલ્લાસથી ભરપૂર હતું. તેના બોલવામાં, ચાલવામાં, સ્પર્શમાં, હૃદય ઊછળી આવતું દેખાતું હતું. એથી કરીને છોકરીઓ જ્યારે તેને મોઢે વાત સાંભળે, ત્યારે વાતો નહીં પણ તેને જ સાંભળે-તેમના હૃદય પરનું પ્રાણનું ઝરણું ઝરી પડે. તેના એ ઉછરેલા પ્રાણે મારા તે દિવસનાં સમસ્ત સૂર્યકિરણને સજીવ કરી દીધાં; મને એમ થયું કે મને જે પ્રકૃતિએ તેનું આકાશ આપીને વીંટી લીધો છે, તે આ જ તરૂણીનો ચંચળ અને પ્રફુલ્લ પ્રાણનો વિશ્વવ્યાપી વિસ્તાર છે!

બીજે સ્ટેશને પહોંચતાં જ વેચનારા પાસેથી સારી પેઠે તેણે ચણા ખરીદ્યા અને છોકરીઓની સાથે મળીને કેવળ બાળકની પેઠે હસતાં હસતાં વિના સંકોચે તે ખાવા માંડી. મારો સ્વભાવ જાણે જાળથી વીંટાયો હોય તેમ-હું શા માટે સરળતાથી હસતે મોઢે એ કુમારીની પાસેથી થોડા ચણા માગી શક્યો નહીં-હાથ લાંબો કરીને મારી ઇચ્છા કબૂલ કરી શક્યો નહીં. મારી મા, સારું લગાડવું કે માઠું લગાડવું એ બેની, વચ્ચે વિચારમાં પડી ગઇ હતી. ગાડીમાં હું એકલો જ પુરુષ હતો. છતાં આ કુમારીને લેશ માત્ર સંકોચ

નહોતો. વળી તે એવી લોભીની માફક ખાતી હતી કે મારી માને તે બિલકુલ પસંદ પડયું નહીં. તેને તો આ છોકરી ભાન વિનાની લાગી. તેને વિચાર થયો કે આ છોકરીની ઉમ્મર મોટી થઇ છે. પરંતુ તેનામાં કાંઈ આવડત નથી. મારી મા એકાએક કોઈ સાથે વાત કરી શકતી નહીં, મનુષ્યથી દૂર રહેવાનો જ તેનો સ્વભાવ હતો. આ કુમારીની ઓળખાણ કરવાની તેની બહુ જ ઇચ્છા હતી, પરંતુ સ્વભાવને લીધે તેમ કરી શકતી નહોતી.

એવે વખતે ગાડી એક મોટા સ્ટેશને આવી પહોંચી. પેલા સરદારના બીજા લશ્કરીઓ અહીંથી ગાડીમાં બેસવાની તૈયારી કરતા હતા. ગાડીમાં ક્યાંયે જગ્યા નહોતી. અમારા ડબ્બા સામે તેઓ વારંવાર જોતા જોતા આંટા મારવા લાગ્યા. મારી મા તો ભયથી સજ્જડ થઈ ગઈ હતી. મારા મનને પણ શાંતિ નહોતી.

ગાડીને ઊપડવાના થોડા વખત પહેલાં એક દેશી રેલ્વે અમલદાર હાથમાં 'રીઝર્વ્ડ'નાં બે કાર્ડ લઈને આવ્યો અને ડબ્બાના બે બાંકડા પર લટકાવીને મને કહ્યું: 'આ ડબ્બાના બે બાંકડા પહેલેથી જ બે સાહેબોએ 'રીઝર્વ્ડ' કરાવેલ છે. આપ સૌને બીજા ડબ્બામાં જવું પડશે."

હું તો ગભરાઈને તરત જ ઊભો થયો. પેલી કુમારીએ હિન્દીમાં કહ્યું: "ના, અમે ડબ્બો ખાલી નહીં કરીએ."

એ માણસ રૂઆબથી બોલ્યો: "ખાલી કર્યા સિવાય બીજો ઉપાય નથી."

પરંતુ એ કુમારીનામાં ડબ્બો છોડવાનું કાંઇ લક્ષણ ન જોવાથી તે ડબ્બામાંથી ઊતરી ગયો અને અંગ્રેજ સ્ટેશન માસ્તરને બોલાવી લાવ્યો. તેણે આવીને મને કહ્યું: "હું ઘણો જ દિલગીર છું, પરંતુ......"

એ સાંભળીને હું 'મન્જૂર—મન્જૂર' કરી બૂમ પાડવા લાગ્યો. કુમારી ઊઠી અને બંને આંખમાંથી અગ્નિ વરસાવતી હોય તેમ

બોલી: "ના તમારાથી નહીં જવાય, જેમ છો તેમ બેસી રહો." એમ કહીને તેણે બારણા પાસે ઊભા રહીને સ્ટેશન માસ્તરને અંગ્રેજીમાં કહ્યું કે: "આ ડબ્બો અમારાથી રીઝર્વ્ડ કરેલો છે એ વાત તદ્દન અસત્ય છે." તેણે રીઝર્વ્ડના કાર્ડને છોડીને પ્લેટફોર્મ પર ફેંકી દીધા.

એવામાં 'ઓર્ડલી' સમેત યુનિફોર્મ પહેરેલો સાહેબ બારણાની પાસે આવીને ઊભો રહ્યો. પોતાનો સરસામાન ગાડીમાં મૂકવાને માટે તેણે તે પહેલાં જ પોતાના ઓર્ડલીને ઇશારત કરી હતી. તે પછી કુમારીનાં મોં સામું નિહાળીને, તેનું બોલવું સાંભળી, વસ્તુ-સ્થિતિ જોઈ, સ્ટેશન માસ્તરનો હાથ ઝાલીને બાજુએ લઈ ગયો. શી વાત થઇ તે કાંઇ સમજાયું નહીં, પરંતુ જણાયું કે ગાડી ઉપડવાનો વખત થઇ ગયો હતો, છતાં એક બીજો ડબ્બો જોડાયા પછી જ ટ્રેન રવાના થઇ શકી. છોકરીએ વળી પોતાના ખાળકોનું ટોળું બહાર કાઢીને એકઠું કરી ચણા ખાવા માંડયાં અને હું શરમનો માર્યો બારીમાંથી ડોકું બહાર કાઢીને કુદરતની શોભા જોવા માંડયો.

ગાડી કાનપુર સ્ટેશને જઈ પહોંચી. કુમારી સરસામાન બાંધીને તૈયાર હતી. સ્ટેશન પર એક હિંદુસ્તાની નોકર એમને ઉતારવાની તજવીજ કરતો હતો.

મારી માથી રહેવાયું નહીં. તેણે પૂછ્યું. "તમારું નામ શું બાપુ?"

કુમારીએ કહ્યું: "મારું નામ કલ્યાણી."

એ સાંભળીને મારી મા અને હું ચમકી ઊઠયાં.

"તમારા પિતા—"

"તે અહીંના ડાક્ટર છે. તેમનું નામ શંભુનાથ સેન."

તે પછી બધાં ઊતરી ગયાં.

[ ૫ ]

મામાનો નિષેધ અમાન્ય કરીને, માતૃ-આજ્ઞા ઠેલીને, તે પછી

હું કાનપુર આવ્યો છું. કલ્યાણીના બાપ અને કલ્યાણીને પોતાને મળ્યો છું, બે હાથ જોડી માથું નમાવ્યું છે—શંભુનાથબાબુનું હૃદય પીગળ્યું છે. કલ્યાણી કહે છેઃ "હું લગ્ન કરીશ નહીં."

મેં પૂછ્યું "શા માટે?"

તેણે કહ્યું: "માતૃ–આજ્ઞા."

સર્વનાશ! આ ઠેકાણે પણ મામા છે કે શું?

તે પછી હું સમજ્યો, માતૃઆજ્ઞા કોની? માતૃભૂમિની! લગ્ન તૂટયા પછીથી કલ્યાણીએ છોકરીઓને શીખવવાનું વ્રત માતૃભૂમિની આજ્ઞાથી લીધું છે!

પરંતુ મેં આશા મૂકી નહિ. એ સૂર આજે પણ મારા હૃદયમાં વાગે છે. એ જાણે કોઈ પેલા પારની બંસી છે—મારા સંસારની બહારથી આવેલી—સમસ્ત સંસારની બહાર જાણે તેણે પોકાર કરી દીધો. અને તે જે રાત્રે અંધકારની અંદર મારે કાને આવેલી "જગ્યા છે" એ ધૂન મારા ચિર જીવનના ગાનની ધૂન થઈ રહી. એ વખતે મારી ઉમ્મર હતી તેવીસ. હાલ થઇ છે સત્તાવીસ. હજી પણ મેં આશા છોડી નથી, પરંતુ મામાને છોડયા છે! એકનો એક દીકરો જાણીને મા મને છોડી શકતાં નથી.

તને મનમાં ધારતા હશો કે હું લગ્નની આશા રાખું છું? ના, કદી પણ નહીં. મારા મનમાં કેવળ તે એક રાત્રિના અજાણ્યા કંઠની મધુર સૂરની આશા! "જગ્યા છે." નક્કી છે. ન હોય તો રહેવું કયાં? એટલા માટે વર્ષ ઉપર વર્ષ જાય છે. પણ હું હજી અહીં જ છું. મળું છું, એ કંઠ સાંભળું છું. જ્યારે પ્રસંગ મળે છે, ત્યારે તેનું કામ કરી આપું છું—અને મારું મન કહે છે કે આખરે આ જગ્યા જ મળી છે! હે અપરિચિતા! તારો પરિચય પૂર્ણ થયો નથી અને થશે પણ નહિ; પરંતુ મારું નસીબ એટલું સારું કે આ જગ્યા મને મળી છે.

[ ૩ ]

# માતાની પ્રાર્થના

પાત્રોઃ—[ રાજા ધૃતરાષ્ટ્ર=અંધ કૌરવનરેશ.

યુવરાજ દુર્યોધન તેમનો પુત્ર, જેણે દ્યૂતમાં જીત્યાથી પોતાના પિત્રાઇ ભાઈઓ પાંડવોને વનમાં દેશપાર કર્યા છે અને તેમનું રાજ લઈ લીધું છે.

રાણી ગાંધારી=દુર્યોધનની માતા. ]

ધૃતરાષ્ટ્રઃ—તું જેને માટે યત્ન કરતો હતો તે તને મળ્યું છે.

દુર્યોધનઃ—મને વિજય મળ્યો છે.

ધૃતરાષ્ટ્રઃ—એથી તું સુખી થયો ?

દુર્યોધનઃ—હું વિજયી થયો છું.

ધૃતરાષ્ટ્રઃ—હું તને ફરી પૂછું છું. એક અવિભક્ત રાજ્ય મેળવવાથી તને શું સુખ મળ્યું ?

દુર્યોધનઃ—પિતાજી, ક્ષત્રિયની તૃષ્ણા સુખ માટે નથી હોતી. વિજય માટે હોય છે-વિજયનો નશો સખ્ત ઇર્ષાથી જ ઉત્પન્ન થાય છે. ચન્દ્રમાની છાતીમાં જેમ અકીર્તિમન્ત કલંક આલસ્યપૂર્ણ રીતે રહેલાં છે તેમ મારા ભાઈઓના મિત્રતાભર્યા રાજ્યમાં શાન્તિમાં જ પડી રહેતાં હું કંગાલ સુખ પામતો હતો, જ્યારે એ પાંડવો જગતને તેની સંપત્તિથી દૂધે ધોઈ નાંખતા અને ભ્રાતૃત્વની સમાનશીલતામાં મને તેનો સમભાગી કરતા હતા. પરન્તુ હવે જ્યારે તેઓ પરાજિત થયા છે અને દેશત્યાગ માટે તત્પર છે, ત્યારે હું સુખી જ નહીં–પણ ઉત્તેજિત–ઉલ્લાસિત બન્યો છું.

ધૃતરાષ્ટ્રઃ—નીચ, તું ભૂલી જાય છે કે પાંડવો અને કૌરવોના પિતામહ એક જ હતા.

દુર્યોધનઃ—એ કે ભૂલી જવાય એવું કઠિન નથી; અને તેથી જ અમારી અસમાનતા મારા હૃદયમાં વધુને વધુ ખટકતી હતી. મધ્ય રાત્રિનો ચંદ્રમા, મધ્યાન્હના સૂર્યનો પ્રપંચુ નથી બનતો. પણ ક્ષિતિજમાં પહોંચવાનું બન્નેનું યુદ્ધ દીર્ઘકાલ પર્યન્ત ટકી શક્તું નથી. પરમાત્માનો આભાર કે એ યુદ્ધ સમાપ્ત થયું છે અને આખરે હું વિજયની શાન્તિ પ્રાપ્ત કરી શક્યો છું.

ધૃતરાષ્ટ્રઃ—એ જ નીચ ઈર્ષા છે!

દુર્યોધનઃ—ઈર્ષા કદી નીચ નથી હોતી–મહાન પુરુષોના સ્વભાવમાં પણ તેનો અંશ હોય છે. માત્ર ઘાસ જ પુષ્કળ જથ્થામાં ઊગે છે–મોટાં વૃક્ષ નહીં. તારલાઓનાં જ ઝુમખાં હોય છે પણ સૂર્ય અને ચન્દ્ર તો પોતાના તેજમાં અદ્વિતીય છે. પાંડવોનો ક્ષીણ ચન્દ્રમાં વનનાં વૃક્ષોના પડછાયામાં અસ્ત થયો છે, અને કૌરવોનો સ્વઃ પ્રકાશિત સૂર્ય હવે એકલો જ તેજ આપે છે.

ધૃતરાષ્ટ્રઃ—પણ જે સત્ય છે તેનો પરાજય થયો છે, એ શું સારું થયું છે?

દુર્યોધનઃ—નૃપાલોનું જે સત્ય છે તે સત્ય પ્રજાજન માટે નથી. પ્રજા સહયોનિત્રમાં મહાલે છે, પણ એક નૃપતિને મન તેના હરીફ શત્રુઓ સમાન છે. જ્યારે તેઓ સન્મુખે હોય છે ત્યારે વિઘ્ન રૂપ, અને પાછળ હોય છે ત્યારે ત્રાસ રૂપ થઈ પડે છે. રાજાની રાજનીતિમાં મિત્ર કિંવા ભાન્ડુઓ માટે કંઈ સ્થાન નથી; તેનું માત્ર સંગીન મૂળ વિજય જ છે.

ધૃતરાષ્ટ્રઃ—જૂગટામાં છળકપટથી જીતવું એને હું વિજય કહેવા ના પાડું છું.

દુર્યોધનઃ—એક વ્યાઘ્રને તેના દાંત અને નખથી સમાન કક્ષાએ લડવા માટે નિમંત્રણ ન કરવું એમાં માણસને કંઈ શરમાવા જેવું નથી. જે મને વિજય અપાવે અને આત્મઘાતને માર્ગે ન દોરે તે જ

સાચા છે, જે અંત આવ્યો છે તે માટે હું ચિંતિત છું અને સાધનો માટે પશ્ચાત્તાપ કરવામાં મને નબળાઈભર્યો તિરસ્કાર ઉપજે છે.

ધૃતરાષ્ટ્ર:—પણ ન્યાય...!

દુર્યોધનઃ—વિજય પ્રાપ્ત થયા પહેલાં ન્યાયનાં સ્વપ્ન મૂર્ખ-શિરોમણીઓને જ આવે છે. પણ જેઓ નૃપાલ થવા જન્મ્યા છે તેઓ પોતાની દયાહીન અને આનાકાનીના ભારથી નહીં લીધેલી સત્તા ઉપર નિર્ભય રહે છે.

ધૃતરાષ્ટ્ર:—તારા વિજયે તારા ઉપર દુઃખ અને ગુસ્સાનું મોટું પૂર આણ્યું છે.

દુર્યોધનઃ—લોકોને એ વાત જાણવાને ખરેખર ચમત્કૃત રીતે અલ્પ સમય લાગશે, કે દુર્યોધન તેમનો રાજા છે અને તેનામાં દુઃખને પગ તળે છૂંદી નાંખવાની સત્તા છે.

ધૃતરાષ્ટ્ર:—દુઃખ શુષ્કપણે જીભ ઉપર જ નૃત્ય કરી મરે છે. તેને હૃદયની અચ્છિન્ન છાયામાં લઈ જઈ બળ મેળવવા દઈશ નહીં.

દુર્યોધનઃ—નરદેવની કીર્તિને અબોલ દૂષણ પણ ન કરી શકે, મને પ્રેમની લહાણ ન મળે તેની પરવા નથી; પરન્તુ ઉદ્ધતાઈ હું સહન કરીશ નહીં. પ્રેમનું દાન દાતાની ઇચ્છા પર નિર્ભય રહે છે અને કંગાલમાં કંગાલ માણસ એવી ઉદારતા દાખવી શકતો નથી. માત્ર તે તેમનાં પાળેલાં માર્જારો અને શ્વાનો ઉપર જ પ્રદાન કરવા દો; અને મારા સાલસ સ્વભાવના પાંડવોને પણ તેવાં દાન દેવાશે, તેની હું ઇર્ષા કરીશ નહીં; પણ મારા રાજવંશી સિંહાસન માટે હું અક્ષિપ્ત ઇચ્છું છું. પિતાજી, પુત્રોની અપકીર્તિ કરનારાઓની વાત તરફ કાન માંડવામાં તમે ઘણાજ નમ્ર જણાયા છો—પણ જો તમે હજી પણ તમારા એ પવિત્ર મિત્રોને તેમના તીક્ષ્ણ તિરસ્કારના આનંદમાં મહાલવા દેશો—અને તે પણ તમારાં સંતાનના ભોગે—તો પછી આપણા રાજ્યની હિરમજથી મારા ભાઈઓના દેશવટા સાથે

કરવી અને આપણે વનવાસ ભલે ભોગવશો. ત્યાં આપણને મિત્રોનો તોટો પડશે નહીં

ધૃતરાષ્ટ્રઃ—જો મારા મિત્રોની સહૃદયની ચેતવણીઓ પણ મારા પુત્રો પ્રત્યેના સ્નેહમાં ઘટાડો કરતી હોય તો આપણે સુરક્ષિત છીએ. પણ મેં તારી અપકીર્તિની ખાઈમાં મારા હાથ બોળ્યા છે અને મારી નરસી લાગણી ગુમાવી દીધી છે. તારે ખાતર આપણા રાજવંશી વંશના અર્વાચીન વચનમાં મેં દાવાનળ પ્રકટાવ્યો છે—મારો પ્રેમ આવો ભયંકર છે. તને છાતીએ વળગાડીને આપણે એક તારકની જોડની પેઠે અંધારા નાચાણમાં ધસી જઈએ છીએ. આથી તારા પિતાના પ્રેમમાં સન્દેહ આણીશ નહિ. જ્યાં સુધી આપણે સર્વનાશની સીમાએ પહોંચ્યા નથી, ત્યાં સુધી તારો બાહુપાશ ઢીલો ન કરીશ. તારા વિજયનાં દુંદુભિ વગાડ. તારા વિજયનો વાવટો ફરકાવ. આ ઉત્તેજિત કુકૃત્યોના ગાંડા હુલ્લડમાં, ભાઈઓ અને મિત્રો વિખેરાઈ જશે અને માત્ર કલંકી પિતા અને પુત્ર રહેશે —ઈશ્વરના શાપ પણ રહેશે, અને અન્ય કાંઈ નહીં !

(પ્રતિહાર આવે છે.)

મહારાજ, મહારાણી ગાંધારી પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે.

ધૃતરાષ્ટ્રઃ—હું તેમની માર્ગપ્રતિક્ષાજ માગું છું.

દુર્યોધનઃ—હું જવાની આજ્ઞા માગું છું.

(જાય છે.)

ધૃતરાષ્ટ્રઃ—નાસી જા ! કેમકે તારી માતાની હાજરીનો અગ્નિ તું સહી શકે તેમ નથી.

(દુર્યોધનની માતા ગાંધારી પ્રવેશ કરે છે.)

ગાંધારીઃ—આપનાં ચરણારવિંદમાં મારી એક પ્રાર્થના છે.

ધૃતરાષ્ટ્રઃ—તમારી ઈચ્છાનું વક્તવ્ય પરિપૂર્ણતા રૂપે જ છે.

ગાંધારીઃ—તેના તિરસ્કારનો સમય હવે આવી પહોંચ્યો છે.

ધૃતરાષ્ટ્રઃ—કોનો, મારી રાણી ?

ગાંધારીઃ—દુર્યોધનના.

ધૃતરાષ્ટ્રઃ—તમારા પોતાના જ પુત્ર દુર્યોધનના?

ગાંધારીઃ—હા.

ધૃતરાષ્ટ્રઃ—રાજાઓની માતા! તમને ન શોભે એવી આ ભયંકર પ્રાર્થના છે.

ગાંધારી—આ મારી એકલીની જ પ્રાર્થના નથી. કૌરવોના પ્રપિતામહો જે સ્વર્ગમાં છે તેમની પણ એ જ પ્રાર્થના છે.

ધૃતરાષ્ટ્રઃ—તે પવિત્ર ન્યાયમૂર્તિના કાનૂનોનો જેણે ભંગ કર્યો છે તેને તે જ શિક્ષા કરશે; પણ હું તેનો પિતા છું.

ગાંધારી—અને હું શું તેની માતા નથી? શું મારા ધડકતા હૃદયે મેં તેના કાર્ય કદી સહન કર્યા નથી? એમ છતાં હું તમને પ્રાર્થના કરું છું કે અન્યાયી દુર્યોધનને તિરસ્કારો.

ધૃતરાષ્ટ્રઃ—અને તે પછી આપના પાસે શું રહેશે?

ગાંધારીઃ—પરમાત્માના આશીર્વાદ!

ધૃતરાષ્ટ્રઃ—અને તે શા લાભ કરશે?

ગાંધારીઃ—નવાં દુઃખો! આપણા પુત્રની હાજરીની મોજના બમણા કાંટા આપણી છાતીમાં શી રીતે ભોંકી શકીએ? અકાર્યના દુર્ગુણથી ખરીદેલા, તાજા મેળવેલા રાજ્યનો ગર્વ શી રીતે સહન કરી શકીએ? પાંડવોએ જે જમીનનો ત્યાગ કર્યો છે, તે તેઓ પોતાના હાથથી કદાપિ પાછી સ્વીકારશે નહીં; આથી કાંઇ મહાન દુઃખ જે તેના બદલાના કુકૃત્યને લૂટી લેશે, તેજ આપણે શિરોધાર્ય કરવું, એ આપણા માટે યોગ્ય થઇ પડશે.

ધૃતરાષ્ટ્રઃ—મહારાણી, હૃદયમાં જે દુઃખ ક્યારનું યે થયું છે, તેમાં તમે તાજો વધારો કરો છો.

ગાંધારીઃ—મહારાજ, પુત્રને જે શિક્ષા કરવામાં આવશે, તે તેના કરતાં આપણને કરેલી વધુ થઇ પડશે. જ્યારે ન્યાયાધીશ પોતે જે સજા કરે છે તેનાથી કંટાળે છે, ત્યારે તેને ન્યાય કરવાનો હક્ક

નથી. અને જ્યારે આપ પોતાની જાતને શિક્ષામાંથી મુક્ત કરવા માટે પોતાના પુત્રનો ન્યાય કરતાં અચકાશો ત્યારે જે અપરાધીઓ આ હસ્તદ્વયથી દંડિત થયા હશે તેઓ પરમાત્માના દરબારમાં આપની સામે વેર લેવા પોકાર કરશે—કારણ, શું તેમને પણ પિતાઓ ન હતા?

ધૃતરાષ્ટ્રઃ—આ સંબંધી વધુ ન કહેશો, મહારાણી! હું તમને વિનંતી કરું છું. આપણો પુત્ર પરમાત્માથી તિરસ્કૃત છે અને તેથી જ હું તેનો તિરસ્કાર કરી શકતો નથી, તેને બચાવવો, એ કોઈ હવે મારા અધિકારની વાત નથી અને આથી તેના અપરાધમાં ભાગ લેવો અને તેની જ સાથે એકલા અટુલા સહયોગી બનીને વિનાશને પંથે સરી પડવું એ જ મારે માટે આશ્વાસન છે. જે થયું તે થઈ ગયું છે અને જે થવાનું હોય તે ભલે થાય!

ગાંધારીઃ—(સ્વગત) હૃદય, શાન્ત થા, અને પ્રભુના ન્યાયની સહિષ્ણુતાથી વાટ જો. ભયંકર રાત્રિ ચાલુ છે, ગણતરી માટે પ્રાતઃકાળ આવે છે અને સમય અકૃત્યને સુધારવા જાગ્રત થાય છે. તેના રથનો ગર્જન કરતો નિનાદ હું સાંભળી શકું છું. અબલે! તારું મસ્તક ધૂળમાં રગદોળવા નીચે નમાવ અને તારા ભોગ માટે તેને માર્ગમાં મૂકી દે. તારું હૃદય તેના ચક્ર નીચે છૂંદવા માટે તૈયાર રાખ, અને એ પછી અંધકાર આકાશને આચ્છાદશે, ધરા ધ્રુજશે અને પ્રલાપો હવાને ચીરી નાંખશે. આખરે મૂંગો અને ક્રૂર અંત, ભીષણ શાન્તિ અને મહાન અસ્મૃતિ–ધિક્કારનો ભયાનક દાવાનળ લાવશે અને મૃત્યુના અગ્નિમાંથી શ્રેષ્ઠ ઉદ્ધારની જાગ્રતિ થશે.

[ ૪ ]

# દાલિયા

જ્યારે શાહસુજા ઔરંગઝેબના ભયથી નાસીને આરાકાનના રાજાને ત્યાં ગયો ત્યારે તેની સાથે તેની ત્રણ પુત્રીઓ પણ હતી. આરાકાનનરેશની ઇચ્છા હતી કે એ ત્રણે શાહજાદીઓને પોતાની પુત્રવધૂઓ બનાવવી; પરન્તુ શાહસુજા, એ નાના રાજાના મ્હોંમાંથી મોટી વાત સાંભળીને નારાજ થયો. આરાકાનનો રાજા "સિંદડી બળે પણ વળ ન મૂકે" એવો હતો. તેણે એક પ્રપંચ રચ્યો. બહારથી મીઠું મ્હો રાખી, તેણે સુજા સાથે મિત્રતા દાખવી. એ મિત્રતાને બહાને એક દિન પિતા અને પુત્રીઓને પોતાની સાથે નદીમાં સહેલ માટે લઇ જઇ, તેઓને જલશાયી કરવાનો બેત રચ્યો. શાહસુજાને એ પ્રપંચની બાતમી મળી ગઈ. ક્રોધિત થઈ, તેણે પોતાની નાની પુત્રી અમીનાને પોતાને હાથે જ નદીમાં ડૂબાડી દીધી; પણ ઈશ્વરે તેને બચાવી. એક માછીની જાળમાં તે જકડાઈ ગઈ અને મજકુર માછીએ તેને બચાવી. તેનું પાલન કરવા માંડયું. સુજાએ પોતાની મોટી પુત્રીને બીજી રીતે આપઘાત કરવાની ફરજ પાડી અને વચલી પુત્રી જ્યારે નદીમાં કૂદી પડી ત્યારે સુજાના એક વિશ્વાસુ નોકર રહમતખાંએ નદીમાં સુજા ન જાણે તેમ પડીને તે છોકરીને બચાવી લીધી. ઝુલેખાની પ્રાણરક્ષા કરીને તેની સાથે તે કયાંય પલાયન કરી ગયો. આ ઘટના પછી કાળાન્તરે આરાકાનનો રાજા મરણ પામ્યો; સુજા કયાં ગયો તે જણાયું નહિ અને આરાકાનની ગાદીએ મર્હુમ રાજાનો મોટો પુત્ર બેઠો.

# [૨]

અમીનાનો વાલી બુઢ્ઢો માછી એક દિન સવારે પોતાના કામ ઉપરથી પાછો ફરી તેને કહેવા લાગ્યો: "તિન્ની! આજ તને શું થયું છે? હજી લમી કેમ કામે વળગી નથી?"

વૃદ્ધ પાસે હસતી હસતી જઈ અમીના બોલી:—"આજ મારી જીજી આવી નથી તેથી મેં છુટ્ટી પાળી છે."

વૃદ્ધ માછી:—"વાહ! તારી જીજી વળી કોણ છે?"

એટલામાં પાછળથી એક સ્ત્રીએ આવીને કહ્યું:—"હું છું."

પહેલાં તો માછી અવાક્ બન્યો, પણ પછીથી તેની પાસે જઈને તેને ધારી ધારીને નીરખવા લાગ્યો. કેટલી યે વાર તેણે ઓચિંતો પ્રશ્ન કર્યો:—"તું કાંઈ કામ જાણે છે કે?"

અમીના વચમાં જ બોલી ઊઠી:—"બાબા! મારી સખી કામ નહીં કરી શકે. એને બદલ હું તમને વધારે કામ આપીશ."

માછીએ વિચાર કરીને પૂછ્યું:—"તું રહીશ ક્યાં?"

"અમીના પાસે. બીજે વળી ક્યાં?"

બુઢ્ઢો ફરી વિચારમાં પડ્યો:—"આ પીડા વળી ક્યાંથી આવી?" તેણે ફરીથી પૂછ્યું: "ખાઈશ શું?"

તે સ્ત્રીએ એકદમ જવાબ દીધો: "એની ચિંતા કરશો નહીં. આ લ્યો." તેણે તેના તરફ એક મહોર ફેંકી. અમીનાએ તે લઈને માછીને આપતાં કહ્યું:—"દિવસ બહુ ચડી ગયો. હવે તમે પાછા કામે જાઓ."

આ સ્ત્રી કોઈ જ નહીં પણ ઝુલેખાં હતી. રહમતખાંએ તેને બચાવ્યા પછી ગુપ્ત વેશે તેણે આરાકાનના દરબારમાં નોકરી લીધી હતી. ઝુલેખાં પોતાની બહેનની શોધમાં વેશ બદલીને વારંવાર ફરતી હતી. ફરતાં ફરતાં અચાનક આ માછીની ઝૂંપડી પાસે તે આવી ચડી હતી.

# [ ૩ ]

ગ્રીષ્મ ઋતુના પ્રાતઃકાળના પરમ રમણીય સમયે એક નાની નદીને તીરે એક ઝાડની છાયામાં ઝુલેખા અને અમીના બે બહેનો બેઠી છે. ઝુલેખા કહેવા લાગી: "ઈશ્વરે આપણા પીદરના મરણ પછી આપણા ઉપર દુખ જ નાખ્યાં છે. આપણી આગલી શાહી જાહોજલાલી હવે આપણને મળશે નહીં એમ હવે તો નક્કી લાગે છે."

"પ્યારી બહેન, હવે એ ગઈ ગુજરી વાતો ઉપર બળાપો શું કરવા કર્યો કરે છે? દુનિયામાં રહીને હવે તો જે રસ્તે જવાય તે રસ્તે જવું એમ મેં નક્કી કર્યું છે. મને તો અહીં કોઇ વાતે દુઃખ નથી. મને તો દુનિયા પ્યારી લાગે છે."

ઝુલેખાએ કહ્યું:—' છટ્ છટ્ અમીના, શું તું એક શાહજાદી નથી! કયાં દીલ્હીનું શાહી તખ્ત અને કયાં આ એક માછીની ઝુંપડી?"

"મારા જેવી એક લહેરી છોકરીને જો ઝૂંપડી કે ઝાડની ઘટાની છાયા જ વધુ પસંદ હોય તો હાલના કરોકટ વખતમાં દિલ્હીના તખ્ત માટે નાહક આંસુ સારવાની મારે શી જરૂર?"

ઝુલેખા નારાજ થઇ બોલી:—"એ માટે હું તને ઠપકો આપતી નથી; પરંતુ અમીના, જરા વિચાર કરો જોવો ઘટે છે. આપણા પ્યારા પીદરને તારા ઉપર વધુ પ્યાર હતો. આથી તેમણે પોતાની આબરૂ બચાવવા પોતાને હાથે જ તને દરિયામાં નાંખી દીધી. એમણે આપેલા તારા મોતને બદલે તારી ઝિન્દગીને તું બહેતર ન સમજતી. આપણા પીદરને મારી નાખવામાં આવેલા છે એ ન ભૂલતી. એમના ખૂનનો જો તું બદલો લઈ શકીશ તો આ થોડા દિવસની ચાંદની જેવી જિન્દગીમાં કંઈક કામ કર્યું ગણાશે."

અમીના ચૂપકીદી ધારણ કરી રહી. તે ભૂલી ગયેલી વાતો આજ તેની બહેને પાછી સ્મૃતિપટમાં ચીતરી બતાવી છે. તે વિચાર કરવા લાગી. એકાએક પાછી તે બોલી ઊઠી: "બહેન, થોડી વાર

બેસો. હું હમણાં આવું છું. જો મારા વાસી માટે હું ખાવાનું નહિ કરું તો તે બિચારા ભૂખે મરી જશે."

અમીનાના હૃદયની નબળાઇ માટે ઝુલેખાને શોક થયો. તે અત્યંત ઉદાસ મુખે ત્યાં બેઠી હતી. એટલામાં કોઈનો પગરવ સંભળાયો અને પાછળથી કોઇકે તેની આંખો દબાવી.

ઝુલેખા એકદમ બૂમ પાડી ઊઠી: "કોણ છે?" તેનો અવાજ સાંભળીને તે યુવકે એકદમ પોતાના હાથ લઈ લીધા અને સામે આવીને તે ઊભો રહ્યો. તેણે કહ્યું: "આમ કેમ? તું તિન્નિ નથી."

ઝુલેખા પોતાના વસ્ત્રો સંકોરીને ઊભી થઈ. તેની આંખોમાંથી જાણે અગ્નિ વરસી રહ્યો હતો: "તું કોણ છે?"

યુવકે કહ્યું: "તું નહિ ઓળખે. તિન્ની મને ઓળખે છે. તિન્ની ક્યાં છે?"

એટલામાં તિન્ની ત્યાં આવી પહોંચી. ઝુલેખાનો ગુસ્સાથી લાલચોળ થયેલો ચહેરો જોઇ તે બોલી: "બહેન, તમે એની વાતો ઉપરથી ગુસ્સે થશો નહિ. એ માણસ નથી. એને એક જંગલી જનાવર જ સમજજો. તમારી સાથે એણે કાંઈ અમર્યાદા કરી હશે તો હું હમણાંજ તેની ખબર લઉં છું. દાલિયા! તેં આ શું કર્યું? મૂર્ખ, આવો બેશરમ ક્યાંથી?"

દાલિયા—"મેં શું કર્યું છે વળી? કાંઇ નથી કર્યું. ફક્ત આંખો દબાવી હતી. મેં જાણ્યું કે એ તિન્ની છે."

તિન્ની ક્રોધ કરતી બોલી—"વળી પાછો નાને મોંએ મોટી વાત કરી? હવે તું બહુ નઠોર ને લાજ વિનાનો બની ગયો છે! તિન્નીની આંખો પણ પહેલાં તેં વળી ક્યારે દાબી'તી?"

યુવક—"આજ સુધી આંખ મીંચવા કાંઇ કારણ જોયું નહોતું. આજે જ પહેલો અભ્યાસ શરૂ કર્યો. પણ તેમ કરતાં આજ મને ભારે પાડી ગયું!" ઝુલેખા, દાલિયાને ચૂપ રહેવા આંગળીથી ઇશારત કરી મંદ હાસ્ય કરવા લાગી.

અમીના:—"તું બહુ જ બેવકૂફ છે. શાહજાદીઓ પાસે તું રહેવા લાયક જ નથી. હવે તને અદબ, કાયદા વગેરેની તાલીમ આપવી જોઇએ. જો, આવી રીતે સલામ કર."

અમીનાએ શિર ઝુકાવીને ઝુલેખાએ વંદન કર્યું. દાલિયાએ ઘણી મહેનતે તેની નકલ કરી બતાવી. અમીનાએ પાછળ હઠીને ફરીથી નીચે નમીને સલામ કરવા કહ્યું. યુવકે ફરીથી તેમ કર્યું. અમીના તેને ઝુંપડી પાસે લઇ જઇ બોલી: "અંદર ચાલ." અંદર ગયા પછી "જા દેવતા સળગાવ, હું આવું છું" એમ કહી અમીનાએ બારણું બંધ કરી દીધાં.

ઝુલેખા પાસે બેસીને અમીના કહેવા લાગી. "બહેન, અહીંના લોક બધાય આના જેવા અનાડી હોય છે. હું તો એનાથી હેરાન થઇ ગઇ છું."

અમીનાની રીતભાતથી તો તે હેરાન થતી હોય એમ જરાકે લાગતું ન હતું. ઝુલેખાએ કહ્યું:—"સાચું કહું છું. અમીના, કે તારી આ રીત મને જરાકે પસંદ નથી. આ જંગલી આદમીની શી મગદુર કે એ તારા શરીરને હાથ લગાડે!"

અમીના: "ખરું છે, બહેન. જો આજ કોઇ શાહજાદો કે નવાબજાદો આવી બેઅદબીથી મારી સાથે વર્ત્યો હોત તો હું જરૂર તેનું ઘણું જ અપમાન કરત."

ઝુલેખા: "સાચું કહેજે અમીના, તું કહેતી હતી કે મને તો દુનિયા પ્યારી લાગે છે, તો તે શબ્દો સાથે આ જંગલીને કાંઇ લાગેવળગે છે કે?"

"સાચું કહું, બહેન? આ સાદા શુદ્ધ દાલિયાની હું બહુ ઉપકારવશ છું, મારે માટે એ ફૂલ તોડી લાવે છે. મારે માટે તાજો મેવો લાવે છે. મારી સૂવાની જગ્યા સાફસૂફ કરી આપે છે અને જો કોઇ કામ માટે તેને બોલાવું છું તે માટે તે એ ફુલરાની પેઠે ચપ-

બતાથી મારી પાસે આવીને હાજર થાય છે. કદી હું તેને દમદાટી દઉં છું તો તે હસી પડે અથવા તો કોઈ વાર રોઈ પડે છે. એને કદાચ બેચાર થપ્પડ લગાવી દેવામાં આવે છે તો તે ખુશી થઈને કૂદકારા મારવા મંડી જાય છે, એની હું બધી રીતે અજમાયશ કરી ચૂકી છું; અત્યારે એને હું અંદર બંધ કરી આવી છું, પણ જો તમે જઈને જોશો તો તે દેવતા ફૂંકતો હશે. હું આવી રીતે એના જંગલીપણાથી હેરાન થઈ ગઈ છું !"

ઝુલેખા કહેવા લાગી: "એનું જંગલીપણું તજાવવામાં હું કોશિષ કરીશ."

"નહીં બહેન, તમે એને કશું કહેશો નહીં" અમીનાએ કહ્યું. આ વાત તેણે એવી રીતે કહી કે જાણે દાલિયા તેનો મૃગશિશુ છે અને બીજાઓને જોઈને તે જંગલમાં નાસી જાય છે.

એટલામાં માછીએ આવીને કહ્યું: "તિન્નો, આજ દાલિયા નથી આવ્યો શું ?"

"આવ્યો તો છે !"

"ક્યાં છે ?"

"બહુ ત્રાસ આપતો હતો. હું એને ઓરડામાં પૂરીને આવી છું."

બુઢ્ઢાએ વિચાર કરીને કહ્યું:—"કદી જો એ ત્રાસ આપતો હોય તો એના ઉપર નારાજ થઈશ નહીં, નાની ઉમ્મરમાં બધાં યે એવા જ તોફાની હોય છે. પહેલાં તું પણ એવી જ હોઈશ. આથી તેના તરફ કઠિનાઈ ન બતાવતી. દાલિયાએ કાલે એક મહોર આપીને ત્રણ કેરીઓ વેચાતી લીધી હતી."

"એમાં શું થઈ ગયું ? કેરીઓ લીધા વિના પણ એની પાસેથી હમણાં બે મહોર અપાવીશ."

પોતાની પાલિતા કન્યાની નાની વયમાં પણ આવી ચાલાકી જોઈને વૃદ્ધ માછી ખુશી થયો અને તિન્નોના મસ્તક ઉપર તે પ્યારથી પોતાનો હાથ ફેરવવા લાગ્યો.

[ ૪ ]

દાલિયા હવે આવજા કરે છે તેથી ઝુલેખાં સંકોચ પામતી નથી. આનું કારણ એ હતું કે દાલિયાની પ્રકૃતિ જ કાંઈ એવી હતી કે તેનું હૃદય સરલ હોવાથી શાહઝાદીઓ જેવી તુમાખી યુવતીઓ પાસે જતાં પણ તેને સંકોચ થતો ન હતો. તે હસમુખો, કૌતુકપ્રિય અને શુદ્ધ સ્વભાવનો હતો. સર્વ અવસ્થાઓમાં તે નીડર રહેતો, ઘણી વાર આખી રાતોની રાતો તે સઘન અરણ્યમાં કે પર્વતોના શિખરો ઉપર ચઢીને ફર્યો કરતો હતો. એક દિન પ્રાતઃકાલે દાલિયાનો હાથ ઝાલીને ઝુલેખા કહેવા લાગીઃ "દાલિયા આ દેશનો રાજા તું મને બતાવીશ ?"

"હા. શા માટે ન બતાવું ? પણ કહો તો ખરાં કે તમારે તેનું શું કામ છે ?"

"મારી પાસે ઝેર પાયલું એક ખંજર છે. હું રાજાની છાતીમાં તે ઘોંચવા માગું છું."

ઝુલેખાની વાત સાંભળી દાલિયાને આશ્ચર્ય ઊપજ્યું ઝુલેખાની હિંસાપૂર્ણ આકૃતિ દેખીને તે ડરી ગયો. આવી રહસ્યપૂર્ણ વાત તેણે કદી સાંભળી ન હતી. શાહજાદીએ નક્કી કરીં આ મશ્કરી કરી હશે કે ખરું કહ્યું હશે તે તે સમજી શકયો નહીં. જો રાજા દુર્ભાગ્યવશાત્ અત્યારે અહીં હોય તો ઝુલેખા શું તેને ખંજર મારે ?

[ ૫ ]

ઉપરની ઘટના પછી બે દિન વીતતાં રહમતખાંએ ઝુલેખાં ઉપર એક ચિઠ્ઠી લખી મોકલીઃ "આરાકાનના નવીન મહારાજા માછીના ઝૂંપડામાં રહેતી બે બહેનોને છૂપાઈને જોઈ રહે છે અને અમીના પર તે પ્રસન્ન થઈ તેને મહારાણી બનાવવા ચાહે છે.

થોડાક વખતમાં તે તેને રાજમહેલમાં બોલાવશે. બદલો લેવાનો આના કરતાં બીજો કોઇ સારો અવસર મળશે નહીં."

પત્ર વાંચી ઝુલેખાએ દૃઢતાથી અમીનાનો હાથ પકડી કહ્યું: "ઈશ્વરની ઇચ્છા અહીં ચોખ્ખી જણાઈ આવે છે. અમીના, હવે નાદાની ના કર. હવે તારા જીવનની ફર્જ અદા કર, છોકરમત છોડી દે."

એટલામાં દાલિયા આઘે ઊભેલો જણાયો. અમીનાએ જોયું કે તે ઊભો ઊભો તેના તરફ જોઇને હાસ્ય કરતો હતો.

દાલિયાના હાસ્યથી અભિમાન આણીને અમીના કહેવા લાગી: "જાણુતો નથી, દાલિયા! હું આજ મહારાણી બનવા જાઉં છું તે?"

દાલિયાએ હસતાં હસતાં કહ્યું: "બહુ વખત માટે તો નહીં ને!"

અમીના પીડિત અને વિસ્મિત ચિત્તે વિચારવા લાગી: "આ જંગલી હરણ સાથે માણસ જેવું વર્તન રાખવું એ મારી ભૂલ છે."

પણ ફરીથી દાલિયા તરફ નજર થયા પછી તે બોલી: 'દાલિયા શું રાજાને માર્યા પછી, હું પાછી આવીને તને મળી શકીશ નહીં?"

[ ૬ ]

વાજતે ગાજતે હાથી, ઘોડાં અને સેનાઓના પાયદળ સાથે બહુમૂલ્ય પાલખીઓમાં બેસાડીને બે બહેનોને રાજમહેલમાં આણવામાં આવી.

અમીના ઝુલેખા પાસેથી ખંજર લઇને તેને નિહાળી નિહાળીને જોવા લાગી. તેની ધારની તપાસ કર્યા પછી, તેણે તેને ચામડાના મ્યાનમાં મૂક્યું અને પોતાના બદનમાં છુપાવી દીધું. અમીનાની અત્યંત ઇચ્છા હતી કે, મૃત્યુ યાત્રા પહેલાં એક વાર દાલિયાને મળી લેવાય તો સારું. પણ દાલિયાનો પત્તો ન હતો. કાલ સાયં-

કાલથી દાલિયા ઝુંપડી આગળ દેખાયો જ ન હતો. દાલિયા કાલે હસતો હતો, તે શું અમીનાના અભિમાનની સળગતી જ્વાલાની દરકાર નહીં કરવાનું સૂચવતો હતો?

ઘેરથી પાલખી ઉપર ચઢતા પહેલાં અમીનાએ પોતાના બચપણના આશ્રયદાતા તરફ અશ્રુભરી આંખોથી જોયું. રોતાં રોતાં માછીનો હાથ પકડીને અમીના કહેવા લાગીઃ "બુઢ્ઢા બાપા, હું જાઉં છું. પણ તિન્ની નહીં હોય ત્યારે તમારું ઘર કોણ સંભાળશે?" માછીએ બાળકની પેઠે રડવા માંડયું. અમીના બોલીઃ "બાપા, જો દાલિયા આવે તો આ વીંટી તેને આપજો અને મારું નામ દઈને કહેજો કે અમીના જતી વખત આપી ગઈ છે."

પાલખી રાજમહેલ અંદર લેવામાં આવ્યા પછી બન્ને બહેનો તેમાંથી ઊતરીને મહેલમાં ગઈ. અમીનાના મોં ઉપર આજ હાસ્ય જણાતું નથી; આંખોમાં આંસુ પણ નથી. ઝુલેખાનું મોં ફિક્કું પડી ગયું છે. જ્યાં સુધી કર્તવ્યક્ષેત્ર દૂર હતું ત્યાં સુધી ઉત્સાહની તીવ્રતા હતી. ઝુલેખા કંપિત હૃદયે અમીનાને ગળે હાથ નાંખી બોલીઃ "આજ આ ખીલેલા ગુલાબને કયી ખૂનની નદીમાં વહેવરાવવા લઈ ચાલી છે?"

પણ હવે વિચારને અવકાશ ન હતો. પરિચારિકાઓ બન્ને બહેનોને રાજા બેઠો હતો તે ખંડમાં લઈ જવા આવી પહોંચી. બારણા પાસે જઈ અમીના થોડીક વાર સુધી ઊભા રહી અને બોલીઃ "બહેન!"

ઝુલેખા તરત જ તેના કંઠે વળગી પડી.

અન્તે બન્ને બહેનો એ ખંડમાં ગઈ. રાજા રાજશાહી ઠાઠમાઠ સાથે રત્નજડિત સિંહાસન ઉપર બેઠો હતો. અમીના લજ્જાળુતાથી બારણામાં જ ખમચીને ઊભી રહી; પરન્તુ ઝુલેખા આગળ વધી અને રાજા પાસે જતાં તો તે એકાએક બોલી ઊઠીઃ "દાલિયા!"

અમીના આ આશ્ચર્યમય દૃશ્ય જોઈને, ઊભી હતી ત્યાં જ મૂર્છિત થઇ ગઈ.

ચેતન આવતાં અમીના ઝુલેખા તરફ અને ઝુલેખા દાલિયા તરફ જોવા લાગી. દાલિયા બન્નેનો મનોગત ભાવ સમજીને બોલી ઊઠયો: "હા, હું તે જ દાલિયા છું! હું જ તમારા ચૂલામાંનો દેવતા ફૂંકતો હતો!"

અમીનાથી હવે હસી પડયા સિવાય રહેવાયું નહિ.

[ ૫ ]

# મણિ અને જ્યોતિ

"માશી!"

"ભાઈ જ્યોતિ! હવે જરાક વાર સૂઈ જા; બહુ મોડું થયું છે."

"નહિ, માશી, હવે મારે બહુ દિવસ નથી. હું તો એમ કહેતો હતો કે મણિ એના પિતાને ઘેર ભલે જાય. એ ક્યાં છે અત્યારે?"

"સીતારામપુરમાં."

"હા, બરાબર. એને ત્યાં જ મોકલો. માંદા માણસ પાસે એણે બહુ રહેવું ન જોઈએ; અને માશી, એની પણ તબિયત કાંઈ બહુ સારી નથી."

"જો ને બાપુ, તને આવી સ્થિતિમાં મૂકીને એનાથી જવાય પણ ખરું કે?"

"પણ ડાક્ટર શું કહે છે તે એ જાણે છે?"

"પણ એ પોલ જુએ છે ને? પરમ દિવસે મેં એના પિતાને ત્યાં જવાની જરાક વાત કાઢી એટલે તો એ રોવા બેઠી!"

આ અંતિમ વાક્યમાં અસત્યનો કિંચિત અંશ હતો, એ કહેવું અત્રે આવશ્યક છે. મણિ સાથે થયેલી વાતચીત વસ્તુતઃ નીચે પ્રમાણે હતી.

"બહેન, તારા પિતાજીને ત્યાંથી કંઈ સમાચાર આવ્યા છે? મેં અનાથને હમણાં જ ક્યાંક જોયા!"

"હા માશી, મારી નાની બહેનનું 'અન્નપ્રાશન' આવતા શુક્રવારે છે, મને વિચાર આવે છે કે......" મણિ અચકાઈ.

"બહુ સારું, બહેન, એને માટે એક નાનો સોનાનો હાર ૮ મોકલજે. તારી બાને પણ તેથી આનંદ થશે."

"હું પોતે જ જવાનો વિચાર રાખું છું. માશી! મેં મારી નાની બહેનને કોઈ દહાડો જોઈ નથી. એને જોવાનું બહુ મન છે."

"એટલે? જ્યોતિને એકલો મૂકીને જઈશ? બહેન, ડાક્ટરે શું કહ્યું તે તો તેં સાંભળ્યું ને?"

"એ તો ભગે તે કહે. તને તો એની સ્થિતિ દેખાય છે ને?" માશી જરાક ચીઢાયાં.

"પણ, માશી, ત્રણ ભાઈ પછી મારે આ પહેલી બહેન આવી છે, અને બાપાની તે બહુ જ લાડકી છે! બહુ ધામધુમ પણ થવાની છે, અને હું ન જાઉં તો બાને......"

"ઠીક, તારી બાને ભલે ખોટું લાગે. પણ મણિ, જો તું જ્યોતિને આવી સ્થિતિમાં એકલો મૂકીને જઈશ તો તારા પિતાજી તારા ઉપર ચીઢાશે એનો કાંઈ ખબર છે?"

"હા. પણ તમે એમના ઉપર એક કાગળ લખજો ને કે હમણાં કાંઈ ખાસ ચિન્તા કરવા જેવું નથી; અને હું જાઉં તો પણ કાંઈ હરકત..."

"હા, મણિ, તું જઈશ તો કાંઈ અહીં તારી ખોટ નહિ પડે. પણ એટલું યાદ રાખજે કે જો હું તારા પિતાને લખીશ તો બધું મારા મનમાં છે તે હું લખી દઈશ."

"ના, ના, ત્યારે તો ન લખશો. હું એમને કહીશ, અને એ તો જરૂર......"

"મણિ, જો સાંભળ. મને તારા તરફથી બહુ ખમવું પડ્યું છે; પણ જો તું આવું કાંઈ પગલું ભરીશ તો મારાથી વધારે નહિ ખમાય. તારા પિતા તો તને સારી પેઠે ઓળખે છે, એટલે એમને તો તું છેતરી શકીશ નહીં."

માશી ગયાં એટલે મણિ બડબડાટ કરતી પથારીમાં પડી. એટલામાં એની પડોશણ–સખી–અંદર આવી.

"બહેન, આ જુલમ તો જો! મારી એકની એક બહેનનું અન્નપ્રાશન આવે છે, અને સાશી મરે જવા દેતાં નથી."

"મણિ, તારા વર આટલા બધા માંદા છે, અને તું જવાની વાત કરે છે એ ઠીક કે? વાહ, બહેન!"

"પણ એમને માટે હું કશું કરતી તો છું નહિ; અને યત્ન કરું તો પણ મારાથી શું થવાનું છે? બહેન, આ ઘર એવું તો સ્મશાનની માફક ખાવા ધાય છે કે મારાથી તો આ સહેવાતું નથી!" મણિની આંખોમાં આંસુ આવ્યાં.

"મણિ, તું તો કોઇ અદ્દભુત સ્ત્રી છે. વર કરતાં કાંઇ બહેન વધારે છે?"

"પણ, હું તમારી બધાંની માફક ઢોંગ કરીને શાંત રહી શકતી નથી; પછી લોકો મારે માટે છો ગમે તે ધારે!"

"ઠીક, હવે તારે શું કરવું છે એ તો કહે?"

"હું તો જવાની જ–મને કોઈ અટકાવી શકશે નહિ–હા." મણિ નિશ્ચયપૂર્વક બોલી.

"વાહ! તું યે બડી જબરી લાગે છે!"

એના પિતાજીને ત્યાં જવાની વાત જરાક છેડી એટલામાં તો મણિ રડી પડી, એ સાંભળી જ્યોતિને બહુ આશ્ચર્ય લાગ્યું. એ પથારીમાં બેઠો થયો. એક તકીઓ ખેંચી એના ઉપર અઢેલીને બેઠો.

"સાશી, આ દીવો લઇ લ્યો, અને પેલી બારી જરાક ઉઘાડો ને?"

અનંત કાલની એક પ્રવાસિની, ગાઢ, શાંત રાત્રિ સર્વત્ર વ્યાપી રહી હતી; અનેક યુગોમાં અસંખ્ય મરણપથારીઓના સાક્ષી તારાઓ આકાશમાં પ્રકાશી રહ્યા હતા.

ગાઢ અંધારી રાત્રિની છાયામાં દૂર, પોતાની મણિનું રમણીય

મુખ જાણે આશ્લેખાયલું હોય એમ જ્યોતિને ભાસ્યું. મણિની વિશાળ નીલ આંખો આંસુથી ભરપૂર હતી.

એને શાંત જોઇ માશીને કાંઇક નિવૃત્તિ વળી. એ સૂઇ ગયો હશે એમ એમને લાગ્યું.

અચિંત્યો એ ચમકીને બેઠો થયોઃ "માશી, આ આપણા ગરીબડા ઘરમાં મણિ-ઉછાંછળી મણિ-સુખી નહિ થાય એમ તમને બધાંને લાગતું હતું, ખરું ? પણ તમે જોયું ને...?"

"હા, ભાઇ, મેં જોયું ! મારી ભૂલ થઇ હતી; પણ વિપત્તિ મનુષ્યને કસે છે."

"માશી ?"

"બેટા, હવે જરા સૂઇ જા !"

"ના, ના, મારે જરા વાતો કરવી છે. માશી, તમે ચીડાશો?"

"ના, ભાઇ."

"માશી, એક વખત મને જ્યારે એમ લાગ્યું કે મણિના હૃદયમાં મને સ્થાન નહિ મળે ત્યારે મેં શાંતિથી સહન કર્યું; પણ તમે..."

"ના ભાઈ, એમ ન બોલ. હું પણ તારા દુઃખમાં સહભાગી હતી !"

"માશી, માનવહૃદય કાંઈ માટીનાં ઢેફાં જેવું નથી, કે આપણે ફક્ત ઉપાડી લઇએ એટલે આપણું થાય! મને લાગ્યું કે મણિને તેના પોતાના હૃદયનું જ ભાન નહોતું. એક દિવસ, કોણ જાણે કેમ, પણ અચિંત્યો જ એને મારા તરફ......"

"હા, જ્યોતિ તું કહે છે એમ જ થયું !"

"અને તેથી એના ઉછાંછળાપણાની મેં બહુ દરકાર કરી નહિ." જ્યોતિ આંખો મીંચી કાંઇક ધ્યાનમાં પડયો.

એક નિઃશ્વાસ નાંખી માશી શાંત રહ્યાં. જ્યોતિએ તોફાની વરસાદમાં, દદડતી હાલતમાં, બદાર અગાશીમાં અનેક રાત્રિઓ

પસાર કરી હતી અને પોતાના શયનગૃહમાં પણ જવાની દરકાર કરી નહોતી. અનેક વાર જ્યોતિ બિછાના ઉપર પડી રહેતો અને ઇચ્છતો કેઃ "મણિ આવીને મારું માથું દાબે. અને મારું દુઃખ કાંઇક ઓછું કરે તો કેવું સારું!" પણ તે વખતે મણિ તો કોઇ સખી સાથે નાટકમાં જવાની તૈયારી કરતી જણાતી અને જો સાકી એનું માથું દાબવા જાય તો એ એમને હઠ કરી પાછાં મોકલી દેતો. આ રોષમાં અત્યંત દુઃખ સમાયલું હતું. ઘણી વાર એમને એમ કહેવાનું મન થતું કે, "જ્યોતિ, એની તું બહુ દરકાર ન કરીશ; બાઇ. એને જરૂર પડશે–ગરજ પડશે ત્યારે એ સમજશે," પણ આવી વસ્તુ કહેવામાં ગેરસમજુતીનો ભય રહે છે.

જ્યોતિના હૃદયમાં "ઓરત"ને માટે એક પવિત્ર મંદિર હતું, અને તેના સિંહાસન ઉપર મણિને સ્થાન મળ્યું હતું. આ દિવ્ય અંગના તરફથી પ્રેમ–મદિરાનો ભાગ મને નહિ મળે, એમ વિધિએ નિર્મ્યું છે.–આ કલ્પના જ જ્યોતિને ભયંકર થઇ પડતી. પરિણામે એ દિવ્ય મંદિરની દિવ્યાંગનાની પૂજા ચાલુ જ રહી; ભોગ ઉપર ભોગ અપાયા અને વરદાનની આશાનો અંત ન જ આવ્યો. અમર આશાની બલિહારી છે!!

જ્યોતિ નિદ્રાધીન થયો હશે એમ સાકીને લાગ્યું; પણ એ તો પાછો બેઠો થયો.

"સાકી, તમે ધાર્યું કે મણિથી હું સુખી નથી. અને તેથી તમને એના ઉપર રોષ ઊપજ્યો, ખરું, પણ, સાકી સુખ તો પેલા તારાઓ જેવું છે. બધા તારલાઓ કાંઇ અંધકારનો નાશ નથી કરતા, વચ્ચે વચ્ચે છિદ્રો પણ હોય છે. જીવનમાં આપણે ભૂલો અને ગેર-સમજુતીઓ કરીએ છીએ. પરંતુ આ છિદ્રોની વચ્ચેથી સત્ય પ્રકાશે છે...સાકી, હું નથી સમજી શકતો. મારું હૃદય કાંઇક અપૂર્વ આનંદથી ઉભરાઇ જાય છે–એમ કેમ હશે?"

કાંઇ પણ ઉત્તર દીધા વિના સાકીએ પોતાના કોમળ હસ્ત

વડે તેનું માથું દાબવા માંડ્યું. ગાઢ અંધકારમાં એમનાં આંસુઓ જણાયાં નહિ.

"માશી, હજી તો એ નાની છે. મને એમ થાય છે કે મારા વિના એના દિવસો કેમ જશે ?"

"નાની ? ભાઈ, એ એવું સમજતી થઈ છે...જ્યોતિ; મારા જીવનની મૂર્તિ જ્યારે મેં ખોઈ ત્યારે હું પણ નાની હતી, પછી જ મારા હૃદયમાં સદાને માટે એમની સ્થાપના થઈ !" માશીનાં આંસુઓ અવિચ્છિન્ન વહેતાં હતાં.

"પણ માશી, મને એમ લાગે છે કે મારી મણિનું હૃદય જાગૃતિનાં ચિન્હો દેખાડે છે. એટલામાં જ મારે આ જગતને..."

"ભાઈ જ્યોતિ, એવું બોલીશ નહિ. એનું હૃદય જો જાગે તો જ બહુ છે !"

કેટલાક વર્ષો ઉપર સાંભળેલું એક ગામડીઆનું રમ્ય ગીત જ્યોતિએ સાંભળ્યું. એની આંખો પણ આંસુભીની થઈ.

"માશી, કેટલા વાગ્યા હશે ?"

"ભાઈ, નવેક વાગ્યા હશે."

"હજી નવ જ થયા છે ? મેં તો ધાર્યું કે પ્રભાતના બે કે ત્રણ વાગ્યા હશે ! પણ માશી, તમે જાણો છો; મારી મધ્યરાત્રિ તો સૂર્યાસ્ત સાથે જ શરૂ થાય છે !"

"ભાઈ, હવે જરા જંપીને સૂઈ જા; કાલે રાત્રે પણ તું બહુ મોડો સૂતો હતો."

"માશી ! મણી સૂઈ ગઈ ?"

"ના, ના, એ તો તારે માટે કાંજી બનાવે છે." જ્યોતિ ચમક્યો.

"ખરેખર, માશી, સાચું કહો છો ?"

"હા, ભાઈ, સાચું ! તારૂં બધું ખાવાનું એ જ કરે છે."

"મને તો લાગ્યું કે એને નહિ આવડતું હોય—"

"પણ આવું શીખતાં સ્ત્રીઓને વાર ન લાગે તો! જરૂર પડે એની મેળે આવડે."

"આજે સવારે મેં કાંજી પીધી તે એવી તો સરસ હતી! માશી, મને તો લાગ્યું કે તમે જ કરી હશે."

"ના, ભાઇ, મણિ મને એવું કરવા પણ દે ખરી કે? તારાં કપડાં પણ એ ધૂએ છે! એ જાણે છે કે તને કાંઇ પણ અસ્વચ્છ ગમતું નથી, અને એને ચીવટ પણ બહુ છે. તારી ઓરડી પણ એણે એવી સાફ અને સુઘડ રાખી છે! જો એને હું અહીં આવવા દઉં તો તો એ સાંજે થાકીને લોથ થઇ જાય...પણ એ બધું ખરા મનથી કરે છે, હોં!"

"ત્યારે...એનું શરીર સારું છે?"

"ડાકટર કહે છે કે માંદા માણસ પાસે એને બહુ ન રાખવી; એનું હૃદય બહુ કોમળ છે."

"પણ, માશી, એ અહીં આવવાની હઠ નથી કરતી?"

"ભાઇ, એ તો બહુ યે હઠ કરે છે. પણ હું જરાક કહું એટલે મારું કહ્યું માને છે. તારી ખબર હું એને બહુ વાર આપું છું."

અશ્રુબિંદુઓની પેઠે તારાઓ વિશાળ આકાશમાં ચળકતા હતા. જ્યોતિએ ઊંચું જોયું અને આભારમાં પોતાનું માથું સહજ નમાવ્યું. એની જીવન-જ્યોતિ હવે થોડો જ સમય પ્રકાશવાની હતી, ગાઢ અંધકારમાં જ્યારે કાળે પોતાનો હાથ તેના તરફ લંબાવ્યો, ત્યારે જ્યોતિએ અગાધ શ્રદ્ધાથી એ લીધો.

એણે એક નિશ્વાસ નાખ્યો, અને કાંઈક આતુરતાથી-ચિંતાથી-એ બોલ્યોઃ—"માશી, મણિ જાગતી હોય તો એને જરા બોલાવશો?"

"હા, ભાઈ; બોલાવું છું!"

"બહુ વાર નહિ, માશી, ફક્ત એક થોડીક ક્ષણ-મારે એને કાંઇક કહેવુ છે."

એક નિઃશ્વાસ નાંખી માશી ગયાં. જ્યોતિની નાડી જોરથી

ચાલવા માંડી. એના આખા જીવનમાં એક વખત પણ મણિ સાથે બેસી નિકટ રીતે વાત કરવાનો પ્રસંગ એને મળ્યો નહોતો, આ બે વાદ્યંત્રો પ્રભુએ કંઈક જુદી જ રીતે ઘડયાં હતાં અને એમને એક સૂરથી વગાડવાં, એ અશકય હતું.

સખીઓ સાથે મણિ જ્યારે હસીને આનંદથી વાતચીત કરતી–કલ્લોલ કરતી–ત્યારે જ્યોતિને અદેખાઇ આવતી. પોતે એમના જેવી નકામી અને તુચ્છ વાતો કરી શકતો નહીં એટલે એને પોતાનો જ વાંક વસતો. એ એના મિત્રો સાથે તુચ્છ અને સાધારણ વાતો કરી શકતો; પણ કેટલીક વાતોમાં પુરુષોને જ આનંદ પડે છે–સ્ત્રીઓને નથી પડતો. એક મનુષ્ય પોતે એકલો મહાન ફિલસૂફીભર્યા સંવાદો પોતાની જ સાથે કરી શકે, પણ તુચ્છ વિષયો ઉપર વાતો કરવાને બે જણ તો જોઈએ જ. એક શરણાઈ એકલી વગાડી શકાય પણ કરતાલની તો જોડી જ જોઈએ. અનેક વાર સંધ્યા સમયે, અગાશીમાં પોતે મણિ સાથે એકલો બેઠો હોય ત્યારે વિવિધ વિષયો ઉપર વાતો કરવાના એ પ્રયત્નો કરતો, પણ દોરી અધવચમાં જ તૂટતી, અને સંધ્યા સમયની શાંતિને પણ જાણે શરમ આવતી ન હોય એમ થતું. એને સ્પષ્ટ લાગતું કે મણિ છટકી જવા ઇચ્છે છે. એ એમ ઇચ્છતો પણ ખરો કે કોઈ ત્રીજું મનુષ્ય આવે; કારણ કે કેટલીક વખત જ્યાં બે જણ વાત નથી કરી શકતાં ત્યાં ત્રણ હોય તો વાત કરવી સહેલી પડે છે.

મણિ આવે ત્યારે શું બોલવું એનો એ વિચાર કરવા લાગ્યો પણ એવી બનાવટી–કૃત્રિમ વાતોથી કાંઈ સંતોષ મળે? આ થોડીક ક્ષણ નકામી જશે એમ એને ભય હતો–પણ મણિ સાથે નિકટ રીતે વાતો કરવાનો બહુ જ થોડો સમય હવે રહ્યો હતો.

[ ૩ ]

"બહેન, મણિ, આ શું? તું ક્યાંક જાય છે કે શું?"

"હા! હું સીતારામપુર જાઉં છું."

"એટલે! કોની સાથે?"

"કેમ, અનાથ છે ને!"

"બહેન, મારું માન; આજે નહિ, કાલે જજે."

"પણ, માશી, બધી તૈયારીઓ થઈ ચૂકી છે. ફક્ત નીકળીએ એટલી જ વાર છે."

"એમાં શું? એ તો પાછું છોડી નંખાશે બહેન, મારું માન, કાલે સવારે જજે." માશી ફરીથી કરગર્યાં.

"માશી, તમારા આ વહેમને હું માનતી નથી, હું આજે જઈશ તો મને શું થઈ જવાનું હતું?"

"બહેન, જ્યોતિ તને જરાક વાર બોલાવે છે—આવીને જા."

"ઠીક, હજી થોડોક વખત છે; એમને જરા મળી આવું."

"પણ, મણિ, તું આજે જવાની છે તે એને કહીશ નહીં હોં કે?"

"વારુ, નહીં કહું. પણ હું તો જવાની જ; મારાથી નહીં રહેવાય." મણિએ સ્પષ્ટ કહ્યું.

"બહેન, હું તારા પગે પડું છું; મારું માન; મન પૂરું શાંત રાખીને એની પાસે જરા બેસજે. એને ખબર ન પડે કે તું જવાની ઉતાવળમાં છે."

"પણ હું શું કરું? માડી કાંઈ મારે માટે ખોટી થશે? અનાથ પાછો આવે એટલો વખત એમની પાસે બેસું છું." જાણે માશી ઉપર ઉપકાર કરતી હોય તેમ મણિએ ઉત્તર દીધો.

"ના, મણિ; એમ નહિ. આવી સ્થિતિમાં હું તને ત્યાં નહીં જવા દઉં. ઓ અભાગિની, તું શા માટે એને દુઃખ દે છે? એ હવે થોડા દિવસનો મહેમાન છે! મણિ, યાદ રાખજે, તારે આ દિવસ

તારા આખા જન્મારા સુધી સંભારવો પડશે! હજી યે મારું માન; ઈશ્વર ઉપર બેઠો બેઠો બધું યે જુએ છે, મણિ, કોઈક દિવસ તું સમજીશ ત્યારે જ તને ખબર પડશે." અત્યંત રોષમાં–દુઃખમાં માશીએ કહ્યું.

"માસી, તમે મને એમ શાપ ન દેશો, વળી!"

"અરેરે! ભાઈ જ્યોતિ, બેટા તું પણ આ દુખમાંથી છૂટે તો બહુ સારું. હું પણ શું કરું? આ જૂઠાણાનો અને પાપનો તે ક્યારે અંત આવશે? ઓ પ્રભુ!" નિરાધાર, દુઃખી પણ પ્રેમાળ માસી, સહન ન થઈ શકવાથી ચોધાર આંસુએ રડી પડ્યાં. ક્રૂર મણિ ચાલી ગઈ.

થોડીક વાર રહી, કદાચિત જ્યોતિ સૂઈ ગયો હશે એમ ધારી, માસી એની પાસે ગયાં. પણ એ તો બેઠો હતો.

"ભાઈ, આ તો બિચારી મણિ......"

"કેમ શું થયું? માસી, એ આવી નહીં? તમને વાર કેમ લાગી?"

"ભાઈ, હું ગઈ ત્યારે એ ચોધાર આંસુએ રડતી હતી. મેં પૂછ્યું તો કહે કે 'એમની કાંજીનું દૂધ ઉભરાઈ ગયું!' મેં કહ્યું: "ગાંડી, એમાં રડે છે શું કરવા? બીજું દૂધ છે ઘરમાં, પણ એની બેદરકારીથી તારી કાંજીનું દૂધ ઉભરાઈ ગયું. અને પછી વાર થશે એ દુઃખથી તો બાપડી રડવા બેઠી. પછી મેં જેમ તેમ સમજાવીને સુવાડી દીધી. હશે, હવે કાલે વાત; ભલે બિચારી બે ઘડી સૂએ– આખા દિવસના કામથી થાકીને લોથ થઈ ગઈ છે."

મણિ ન આવી તેથી જ્યોતિને સહેજ દુખ તો થયું, પણ કાંઈક શાંતિ યે વળી. મણિનાં પ્રત્યક્ષ દર્શનથી પોતાના હૃદયમાં એની જે મૂર્તિ હતી તેને કાંઈક આઘાત થાય એવો એને ભય હતો. પણ "મારી કાંજીનું દૂધ ઉભરાઈ ગયું તેથી એ આટલી બધી દુઃખી થઈ"—આ વિચારે એનું હૃદય આનંદથી છલકાયું.

" માસી ! "

" કેમ, બાઈ ? "

" માસી ! મને ખાતરી છે કે આ જગતમાં મારે હવે થોડા જ દિવસ રહ્યા છે. પણ મને દિલગીરી નથી થતી. માશી, તમે દુઃખી ન થશો હોં ! "

" વારુ, બાઈ, હું દુઃખી નહિ થાઉં. કાંઈ જીવવું જ સારું છે અને મરણ ખરાબ છે, એમ નથી. "

" માસી, હું ખરું કહું છું, હોં. મને મરણ એવું રમણીય લાગે છે ! "

જ્યોતિ વિશાળ આકાશ તરફ જોઈ રહ્યો અને મણિ પોતે જ જાણે મરણના વેશમાં આવતી હોય એમ એને લાગ્યું. એનું યૌવન અમર હતું. અસંખ્ય તારાઓ, જાણે એના વિશાળ, કાળા કેશ ઉપર આશીર્વાદનાં પુષ્પો ન ખરતાં હોય, એમ તેને લાગ્યું. અંધકારના આવરણ નીચે, પોતાની વધૂનું પ્રથમ જ દર્શન પુનઃ થતું હોય એમ એને ભાસ થયો. ગાઢ રાત્રિ મણિની પ્રેમમય દૃષ્ટિએથી જાણે ભરાઈ ગઈ. મણિ—જ્યોતિની બાલકગૃહિણી એક ભવ્ય પ્રતિમામાં ફેરવાઈ ગઈ. જન્મ અને મરણના સંગમ આગળ, તારાઓની એક વેદી ઉપર એનું સિંહાસન હતું, અંજલિ રચી જ્યોતિ લવ્યો; " હા—અંતે આવરણ ઊંચકાયું; આ અતિ ગાઢ અંધકારના પડદામાં ચીરો પડ્યો. સુંદરી ! તેં મારા હૃદયને અનેક વાર ટટળાવ્યું છે—રીઝાવ્યું છે; પણ હવે તું મને તજી શકશે નહીં ! "

" માસી, મને સહેજ દુખ તો થાય છે. પણ તમે ધારો છો એટલું બધું નહીં. જાણે મારું દુખ અને જીવન—એ બે ધીમે ધીમે છૂટાં ન પડતાં હોય ! માસી, મારું જીવન, માલથી ભરેલી એક હોડીની માફક કિનારા તરફ ખેંચાતું હતું, પણ અચિંત્યું દોરડું તૂટી ગયું અને હવે મારાં બધાં દુઃખો સાથે એ હોડી સમુદ્ર તરફ ધસડાઈ જાય છે. એ હોડી મને હજી દેખાય છે, પણ હવે તો એ પ્રભુને

આધીન છે !– પણ, માસી, મેં મણિને બે ત્રણ દિવસથી જોઈ નથી. એ કેમ જણાતી નથી ?"

"ભાઈ, લે આ બીજું ઓશીકું. જરા માથા નીચે મૂક—તને હવે જંપ વળશે."

"માસી, પેલી દુઃખથી ભરેલી હોડી ઘસડાઈ જાય છે; તેની પેઠે મણિ પણ મને છોડી ગઇ હોય ને, એમ લાગે છે. એમ કેમ હશે ?"

"ભાઈ, લે આ જરા ઠંડું પાણી પી. તારું ગળું ક્યારનું યે સૂકાઈ ગયું છે."

"માસી, મેં મારું 'વીલ' ગઈ કાલે કર્યું છે. મેં તમને દેખાડયું કે નહીં ?"

"ભાઇ, મારે જોઇને શું કરવું છે ?"

"માસી, જ્યારે બા ગુજરી ગયાં ત્યારે મારી પાસે કશું નહોતું. તમે જ મને ઉછેરીને મોટો કર્યો, પછી તો—"

"ભાઈ, એવું ન બોલ. મારી પાસે પણ શું હતું ? આ ગરીબડું ઘર અને બે પૈસા. બાકીનું બધું તો તું જાતે જ કમાયો હતો ને ?"

"પણ, માસી, આ ઘર—"

"આ ઘર ! એમાં છે શું ? અને તેં એમાં એટલો બધો ઘરસામાન ભર્યો છે કે ઘર તો બાપડું અંદર ઢંકાઇ ગયું !"

"માસી, મણિને તમારા તરફ પ્રેમ અને માન છે, ખરું ને ?"

"હા, ભાઈ, હું જાણું—પણ હવે તું સૂઈ જા."

"માસી, 'વીલ'માં મેં બધું મણિના નામે ચઢાવ્યું છે, પણ ખરું જોતાં તો એ બધું જ તમારું જ છે. એ કોઈ દિવસ તમારું વચન નહિ ઉથાપે."

"હશે, ભાઈ, એની અત્યારથી આટલી બધી ચિંતા શી ?... પણ હવે તું જરા સૂઈ જા."

"માસી, આ બધું તમારું જ છે: પણ મારું 'વીલ' જુઓ ત્યારે જરાક પણ એમ ન ધારશો કે......"

"બેટા, આવું શું બોલે છે? તારું પોતાનું મણિને આપી જાય, એમાં મને ખોટું શાનું લાગે?"

"પણ માસી તમારે માટે પણ કેટલુંક......"

"જો, જ્યોતિ આવું તું બોલીશ તો પછી હું ચીઢાઈશ. તારે મને ધનથી સંતોષવી હશે, કેમ?"

"માસી, તમને બીજું કાંઈ હું આપી શકું તો કેવું સારું! પણ..."

"ભાઇ, તેં મને બહુ યે આપ્યું છે—હવે શું બાકી રહ્યું છે? મારા આ ઉજ્જડ અરણ્ય જેવા ઘરમાં આવીને તું રહ્યો એ ઓછું છે? કેવાં યે પુણ્ય મેં કર્યાં હશે ત્યારે તું મારે ત્યાં આવ્યો! હવે મારાં પુણ્ય ખૂટ્યાં હશે. તેમાં હું કોનો દોષ કાઢું? ભાઇ, આ ઘર, પૈસો, જમીન, વાડી બધું યે મણિને આપી દે. બેટા, મારે આવો ભાર તે શીદ જોઈએ?" માસી—સરલ, સ્નેહાળ માસી—અંતઃકરણપૂર્વક બોલતાં હતાં.

"હું જાણું છું, માસી, કે તમે આ દુનિયાથી—ક્ષણિક સુખભોગોથી—કંટાળ્યાં છો. પણ મણિ તો હજુ યુવાન છે..."

"ભાઇ, એવું ના બોલ બલે તારું એને આપી જા...પણ ભોગવવાની વાત તો..."

"પણ, માસી, એ આ બધું ભોગવે અને સુખી થાય એમાં શી હરકત છે?"

"ના ભાઇ, તું ભૂલે છે. જ્યોતિ, તારા વિના આ બધું એને રાખ જેવું થઈ પડશે!"

જ્યોતિ કાંઈ બોલ્યો નહિ. માસીના છેલ્લા વાક્યમાં કેટલું સત્ય હતું—પોતાના વિના મણિને આ સંસાર અસાર થઇ પડશે કે કેમ એ જ્યોતિ સમજી શક્યો નહીં. આકાશ માંહેના તારલાઓ

જાણે એને કાનમાં ધીમેથી કહેતા હતા કે: "ઓ સંસારના પ્રવાસી, આ બધું ખરું છે. અમે હજારો વર્ષોથી જોઈએ છીએ, કે સુખ-ભોગની આ બધી તૈયારીઓ નિરર્થક છે—વૃથા છે!"

"માસી, જે ખરેખર આપવા જેવું હોય છે, તે આપણાથી નથી આપી જવાતું, હોં!"

"ભાઈ, આ તેં થોડું આપ્યું છે? આટલાની જ હિંમત જો એ સમજે તો બહુ જ છે."

"માસી, જરાક ઠંડું પાણી આપો, મને તરસ લાગી છે... હેં માસી, મણિ કાલે મારી પાસે આવી હતી?"

"હા, ભાઇ, પણ તું તે વખતે ઊંઘી ગયો હતો. એ થોડીક વાર તારી પાસે બેઠી; તને પવન નાખ્યો; પણ તું ન ઊઠયો એટલે એ તારાં લૂગડાં ધોવા ગઈ."

"વાહ! માસી, મને જરા આશ્ચર્ય લાગે છે! મણિ અંદર આવવાનો યત્ન કરતી હતી ત્યારે મને કાંઈક સ્વપ્ન જેવું લાગ્યું. જાણે આ દ્વાર સહેજ ઉઘાડું હતું અને મણિ બહારથી તેને ધક્કો મારતી હતી. પણ એ તે ઊઘડે જ નહિ...પણ. માસી, હવે તો તમે હદ કરો છો, હોં. આ મારી મરણપથારી છે તે એ ભલે જૂએ. નહીં તો મારા મરણના સમાચારથી એને ગંભીર આંચકો લાગશે!"

"ભાઇ, લે, આ શાલ જરા તારા પગ ઉપર નાંખું—એ કેવા ઠંડા પડી ગયા છે!"

"ના, ના માસી, મારાથી એવું કશું નથી ખમાતું—શાલ ન નાંખશો."

"ભાઇ, તને ખબર છે? આ શાલ તો તારે માટે જ મણિએ ખાસ બનાવી છે. રોજ મોડી રાત્રિ સુધી જાગીને ગઈ કાલે જ એણે એ પૂરી કરી!"

જ્યોતિ શાલ જોવા લાગ્યો અને મૃદુતાથી તેણે સ્પર્શ કર્યો. જાણે શાલના ઊનની કોમળતા મણિની પોતાની ન હોય! મણિના

સ્નેહભર્યા વિચારો એમાં દોરાઓની સાથે દર રાત્રિએ વણાયા હતા. એ શાલ ફક્ત ઊનની નહોતી; મણિનો મૃદુ સ્પર્શ પણ એમાં હતો. માસીએ જ્યારે એ શાલ એના પગ ઉપર નાંખી ત્યારે જાણે મણિ દરરોજ રાત્રિએ પોતાના શાન્ત પગો ધીમેથી—કોમળતાથી દાબતી હોય એવો રમણીય અનુભવ જ્યોતિને થયો.

"પણ માસી, એને ભરતગૂંથતાં તો નહોતું આવડતું. એવું કંઇ એને ગમતું ના નહોતું જ !"

"ભાઇ શીખતાં તે કાંઈ વાર લાગે છે ? મેં એને જરાક દેખાડ્યું, એટલે પછી ચાલ્યું—પણ તેમાંય થોડીક ભૂલો રહી ગઈ છે."

"માસી, ભૂલો તો હોય જ. આપણે ક્યાં એને કોઇ મોટાં પ્રદર્શનમાં મોકલવી છે ? ભૂલો હશે તો યે મારા પગ એનાથી ગરમ રહે છે."

જ્યોતિ હસ્યો, એના મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો. પ્રતિ રાત્રિએ શાલ ગૂંથતી, ભૂલો કરતી પણ આનંદ અને ઉત્સાહથી મંડી રહેતી, એ કલ્પનાથી જ્યોતિ ખુશ થયો. કેવું રમણીય પણ કરુણારસથી ભરેલું દૃશ્ય !—જ્યોતિએ ફરીથી, સ્નેહ અને મૃદુતાથી શાલ ઉપર હાથ ફેરવવા માંડયો.

"માસી, ડાક્ટર નીચે આવ્યા છે."

"હા, ભાઈ આજે એ અહીં જ રહેશે.'

"પણ માસી, એમને કહેજો કે દવાની હવે કાંઈ જરૂર નથી. દવાથી આરામ થતો નથી—હું તો હવે જાગતો જ રહીશ. માસી, તમને યાદ છે ? અમારાં લગ્ન વૈશાખ શુદ પૂર્ણિમાની રાત્રિએ થયાં હતાં ! આવતી કાલે એ જ દિવસ પાછો આવશે, અને એ જ રાત્રિના તારાઓ આકાશમાં પાછા પ્રકાશશે. મણિને કદાચિત એનું સ્મરણ પણ થયું હશે. માસી, એને જરા બોલાવશો ? હું આ વાતનું સ્મરણ કરાવું. માસી, કેમ કંઇ બોલતાં નથી ? હું ધારું છું કે ડોક્ટરે જ એમ કહ્યું હશે કે 'જ્યોતિને ઉશ્કેરશો નહિ.' પણ, માસી, મણિ

સાથે જરાક વાત કરવામાં શું? માસી, તમે એમ રડશો નહિ; આજે મને બહુ જ સારું લાગે છે, અને કાંઇ ન સમજાય એવો આનંદ થાય...ના, ના, માસી, મારાથી દુખ નથી ખમાતું, તેથી તમે રડો છો. આજ સુધી તમે શાંત હતાં અને હવે એમ ગભરાઓ છો? માસી ઇશ્વર સૌ સારું કરશે. તમે એમ રડશો નહીં!"

"ભાઈ, જ્યોતિ, હું તે શું કરું? મારાં આંસુ પણ ખૂટતાં નથી. બેટા, હવે તો નથી સહેવાતું." સ્વભાવે જ સહનશીલ અને ધીર માસી, 'જ્યોતિની પાસે હૃદય કઠણ રાખવું' એવો નિશ્ચય છતાં, શાંત ન રહી શકયાં અને ચોધાર આંસુએ રોઈ પડયાં.

"માસી, હવે તો મારાથી પણ રોઇ પડાશે, તમે શા માટે રડો છો? માસી, મને કહો તો ખરાં?" જ્યોતિ પણ રડવા જેવો થઈ ગયો.

"કાંઇ નહીં ભાઇ, લે હું મણિને બોલાવી આવું." મહા પ્રયત્ને માસી સ્વસ્થ થઈ બોલ્યાં.

"હા, માસી, હું એને અમારાં લગનની રાત્રિનું સ્મરણ કરાવું!" આનંદથી જ્યોતિ બોલ્યો.

"હા ભાઈ જો, શંભુ અહીં બારણા આગળ ઊભો છે. કાંઈ જોઈએ તો એને કહેજે, હોં!" એક નિશ્વાસ નાંખી માસી ગયાં.

મણિના શયનગૃહમાં જઈ ફરીથી માસી બેફાટ રોઇ પડયાં, એથી એમનું હૃદય કાંઇક ખુલ્લું થયું:—"ઓ ક્રૂર, દુષ્ટ, મણિ! જે તને એનું બધું આપી દે છે, એની છેલ્લી વિનંતી તો માન! ઓ અભાગિની, મરતાંને તે શીદ મારે છે!"

કોઈનાં પગલાંનો અવાજ સાંભળી જ્યોતિ ચમકયો:—"કોણ, મણિ?"

"ના, ભાઇ, એ તો હું—શંભુ. મને બોલાવ્યો?"

"જરા તારાં બાઈને બોલાવ."

"કોને?"

"મણિને."

"ભાઈ, એ તો હજી પાછાં નથી આવ્યાં."

"પાછાં નથી આવ્યાં? એટલે? કેમ ક્યાં ય ગયાં છે?"

"હા, સીતારામપુર ગયાં છે!"

"ક્યારે? શું. કેટલા દિવસ થયા?"

"ત્રણેક દિવસ થયા."

જાણે વજ્રપાત થયો હોય એમ જ્યોતિ ચમક્યો. એનું માથું ફરવા લાગ્યું. વીજળી પડવાથી જેમ કોમળ વૃક્ષ નીચે પડછાઈ પડે તેમ તે પથારીમાં પડ્યો. પગ ઉપરની શાલને લાત મારી એણે દૂર ફેંકી દીધી.

માસી પાછાં આવ્યાં ત્યારે જ્યોતિએ મણિનું નામ પણ દીધું નહીં! એમણે ધાર્યું કે એ બધું ભૂલી ગયો હશે. એમને કાંઈક નિવૃત્તિ વળી—પણ એ ક્ષણિક જ નીવડી. અચિંત્યો જ્યોતિ બેઠો થયો.

"માસી, પેલા સ્વપ્નની વાત મેં તમને કરી કે નહીં?"

"કયું સ્વપ્ન, ભાઈ!"

"જાણે, મણિ બહારથી મારા દ્વારને ધક્કો મારતી હતી, પણ એ તો ઊઘડે જ નહીં. એ અંદર આવી શકી નહીં. માસી, હવે તો અંત સુધી એને મારા દ્વારની બહાર જ ઊભું રહેવું પડશે!" એના સ્વરમાં કાંઈક કટુતા હતી.

માસી નિરુત્તર રહ્યાં. અનેક અસત્યોથી માસી જ્યોતિને માટે જે સ્વર્ગ ધામે ધામે રચતાં હતાં—ઊભું કરતાં હતાં—તે અંતે તો એક ક્ષણમાં ચૂરેચૂરા થઈ ગયું હતું! આ ભાન થતાં માસી કંપ્યાં. જ્યારે દુઃખ આવે ત્યારે સહન કર્યા વિના છૂટકો નથી. ઈશ્વરના ઘરનો ફટકો આવે ત્યારે છટકવાનો પ્રયત્ન કરવો વૃથા છે!

"માસી, તમારો સ્નેહ હું કદી નહિ ભૂલું હોં! જન્માંતરે પણ મને એનું સ્મરણ રહેશે. મારું જીવન તમારા સ્નેહ વડે જ

સુખી હતું અને છે. માસી, આવતા જન્મમાં તમે જરૂર મારાં પુત્રી તરીકે અવતરશો. મારો બધો સ્નેહ હું તમારા ઉપર જ તે જન્મમાં વર્ષાવીશ, માસી." જ્યોતિની કટુતા હવે જતી રહી હતી—એનું સ્થાન મૃદુતાએ લીધું હતું.

'ના, ના, બાઇ, હવે તો મારે સ્ત્રીનો જન્મ જ ન જોઇએ. ...હું તારા પુત્ર તરીકે અવતરીશ.'

"ના, પુત્ર નહીં! માસી, તમે નાનાં હતાં તે સમયે તમારું જે અદ્‌ભુત સૌંદર્ય હતું તે જ સૌંદર્ય સાથે મારે ત્યાં આવજો; પછી હું તમને સારાંસારાં વસ્ત્રો પહેરાવીશ અને...."

"બાઈ, જ્યોતિ, હવે તું થાકી જઇશ. સૂઈ જા બેટા! હવે આપણે કાલે વાતો કરીશું."

"......અને તમારું નામ હું 'લક્ષ્મી' પાડીશ!"

"પણ, જ્યોતિ, એ તો પુરાણા સમયનું નામ!" માસી પણ ક્ષણભર દુખ ભૂલી ગયાં.

"ને તમે પણ મારાં પુરાણાં માસી છો ને! પછી આપણે..."

"ના, બાઇ, છોકરીનો જન્મ મારે ન જોઇએ. તારાં અનેક દુખોમાં એ બાકી રહ્યું હશે! હું તો પુત્ર રૂપે જ તારે ત્યાં આવીશ."

"માસી, તમે ભૂલો છો. એથી મારું દુખ કાંઈ ઓછું થવાનું છે?"

"બાઈ, અત્યારે પણ હું સ્ત્રી જ છું. એટલે સ્ત્રીસહજ નિર્બળતા મારામાં હોય જ. જ્યોતિ, તારા આખા જીવનમાં અનેક ઉપાધિઓથી તને મુક્ત રાખવા મેં બહુ કર્યું—પણ અંતે તે બધું નિષ્ફળ જ ગયું." માસીનું મુખ દયાર્દ્ર થઇ ગયું.

"માસી, આ જીવનમાં જે પાઠો હું શીખ્યો, તેમને અનુભવમાં મૂકવાનો સમય મને ન જ મળ્યો. હશે, આવતા જન્મમાં

વાત......માસી, સ્વાર્થી થઈ, ફક્ત પોતાનું જ સંભાળીને બેસી રહેવું કેટલું મિથ્યા છે એ હવે હું સમજ્યો છું!"

"ભાઈ, મેં તને કોઇ દિવસ સ્વાર્થી થતાં નથી જોયો. જ્યોતિ, લેવા કરતાં આપવામાં તને હંમેશ આનંદ પડતો!"

"માસી, એક વાત તો હું નિશ્ચયપૂર્વક કહી શકું. મારા પોતાના સુખને માટે હું કોઇ દિવસ પણ નિષ્ઠુર નથી થયો–અથવા મારો અધિકાર મેં કદાપિ પણ બળાત્કારે સિદ્ધ નથી કર્યો. જૂઠાણાથી મને સંતોષ ન મળ્યો, એટલે મારે થોડો સમય વધારે થોભવું પડશે. પણ માસી, અંતે તો સત્ય જ પ્રકાશશે! પ્રભુ, મારા તરફ ઉદાર દૃષ્ટિથી જોશે જ." નાનપણથી જ જ્યોતિને ઇશ્વરમાં–ઇશ્વરના દરેક કાર્યમાં—અગાધ શ્રદ્ધા હતી; આ શ્રદ્ધા સમય જતાં વધુ ને વધુ દૃઢ થઈ હતી.

"પણ માસી, પેલું કોણ છે?"

"ક્યાં, ભાઇ? ત્યાં તો કોઈ નથી."

"માસી, જરા જુઓ ને હમણાં કોઇ ગયું."

"ના ભાઇ, એ તો તને અમસ્તુ લાગ્યું હશે!"

"પણ માસી, મને સ્પષ્ટ દેખાયું......"

"ના, ના, જ્યોતિ કોઇ નથી, હવે જરા શાંત થઇ સૂઇ જા, બેટા!...લે, આ ડાકટર આવ્યા."

"જુઓ બહેન, તમારે દરદી પાસે ન બેસવું, એને ઉશ્કેરવો નહીં, સમજ્યાં? હવે તમે જરા જમી આવો. હું ભાઈની પાસે બેસું છું." ડાકટર ચીઢાયા. જ્યોતિના મુખ ઉપરનાં ચિહ્ન એમને બહુ સારાં ન લાગ્યાં.

"ના, ના, માસી, હું તમને નહીં જવા દઉં."

"ઠીક ભાઇ, હું પેલા ખૂણામાં બેસું છું!"

"ના, ના, માસી, મારી પાસે જ બેસો, તમારો હાથ હું

નહીં છોડું—અંત સુધી નહીં જ છોડું. માસી, તમારે હાથે હું ઉછર્યો છું અને તમારા જ હાથમાંથી ઇશ્વર મને લઈ લેશે."

"ઠીક, બહેન, તમે અહીં પાસે બેસો; પણ જ્યોતિ બાબુ, તમારે એક પણ શબ્દ પણ બોલવો નહિ. સમજ્યા...લો, દવાનો વખત થયો."

"દવાનો વખત! છટ્; એ સમય તો હવે ગયો. હવે દવા પીવી એ પ્રભુને છેતરવા જેવું છે. અને મરણથી હું ડરતો નથી... માસી. પ્રભુના દૂતો મને લેવાને આવ્યા છે...હવે ડાકટરની જરૂર નથી. એમને જવા દ્યો. માસી, મારે તમારી જ જરૂર છે; બીજા કોઈની નહિ. બીજું કોઇ જ નહીં. હવે વધારે જૂઠાણું મારે ન જોઈએ."

"ભાઈ, આમ ઉશ્કેરાશો નહીં! એથી..."

"ઠીક, ડાક્ટર, હવે તમે જાઓ: મને વધારે ઉશ્કેરો નહિ."

ભલા બિચારા ડાક્ટર બબડીને જતા રહ્યા.

"માસી એ ગયા? ઠીક...માસી, હવે મારી પાસે બેસો... મારું માથું જરા તમારા ખોળામાં લેશો?"

"લે, ભાઇ, આ લીધું. હવે જરા સ્વસ્થ થઇ સૂઈ જા." અંતના ચિન્હો હતાં. પ્રેમાળ, દુઃખી માસી ચોધાર આંસુ સારતાં હતાં.

"ના, માસી, સૂવાને હજી થોડીક વાર છે. સૂતા પછી હું પાછો નહીં ઊઠું. માસી, હજી થોડીક વાર સુધી જાગવાની જરૂર છે...કોઈ આવ્યું માસી?..."

"જ્યોતિ, ભાઈ જરાક આંખો ઊઘાડ જોઉં, મણિ આવી છે; જરા જો તો!"

"કોણ આવ્યું? સ્વપ્ન?"

"ના, ના, ભાઇ, એ તો મણિ અને એના પિતાજી આવ્યા છે. જરા આંખો ઉઘાડ જોઉં!"

"તમે કોણ છો?"

"બાઇ, એ તો મણિ! જરા જો ને!"

"હા, બાઈ, દ્વાર તો પૂરું ઉઘાડું છે. જ્યોતિ, જરા જો તો ખરો; બેટા, આમ શું કરે છે?

"ના માસી! એ શાલ નહીં...એ શાલ તો નહીં જ! એ શાલ તો કપટ છે!"

"જ્યોતિ, આ શાલ નથી. આ તો આપણી મણિ! તારા પગ ઉપર પડી છે! બાઇ, તારો હાથ જરા એના માથા ઉપર મૂક. એને આશિષ આપ...હં, મણિ, એમ રડીશ નહિ; હવે રડવાનો બહુ વખત મળશે—થોડોક સમય શાંતિ રાખ!"



[૬]

# પત્નીને દમનાર પતિ

યૌવનમાં મહાલતી, અધિક સૌન્દર્યવતી, ખીલતી પુષ્પકળી સમાન ગિરિબાલા એક મોહક સુન્દરી હતી. તેના હાવભાવ, તેની ગતિ, તેનું હાસ્ય અને તેની વાણી માધુર્યથી પ્રચ્છન્ન રહેતાં નહીં. ખીલતા ભૂરા રંગનાં વસ્ત્ર ઘણી વાર પહેરીને તે પોતાની અગાસીમાં જ્યારે અહીં તહીં વિચરતી ત્યારે તેના પ્રત્યેક અંગમાં યૌવન ઝળકી રહેતું. કોઈ વેલીનાં પર્ણ તોડીને ચૂંથી નાખવામાં અને ઊંચે ફેંકી દેવામાં તે ઘણીવાર મજા માનતી. તેના કરકંકણનો ખખડાટ, જાણે ચાંદીની ઘંટડીના મધુરા રણકાર સમાન લાગતો. તેની કેડે ખોસેલા કૂંચીઓના ઝુમખાને ખખડાવવામાં, અગાસીની પાળ ઉપર પગ લાંબા કરીને બેસવામાં, વળી પોતાનો કાળો લાંબો અંબોડો વિખેરી આરસીમાં જોઈ પાછો તે બાંધી દેવામાં અને એવાંએવાં અનેક અકારણ કાર્યમાં પ્રવૃત્ત થઈને જ્યારે થાકી જતી ત્યારે આરામ માટે બિછાનામાં ઢળી પડતી.

ગિરિબાલાનું લગ્ન એક શ્રીમંત પતિ સાથે થયું હતું. એટલે ગૃહકાર્યમાં માત્ર ઊપર ટપકેની દેખરેખ સિવાય તેને અન્ય કોઈ કરવાનું ન હતું. દુર્ભાગ્યે તેનો પતિ સ્વચ્છંદી હતો. તે સદ્ગુણી, સ્વરૂપવતી હતી તે છતાં ગોપીનાથને તેની દરકાર ન હતી. ગોપીનાથ કોલેજમાં અભ્યાસ કરતો હતો તે વખતે તેનું લગ્ન થયું હતું. પણ એ સમયથી જ તેને ગિરિબાલા સાથે વાતચીત કરવી પસંદ પડતી નહીં. તેને મન ગિરિબાલા કોલેજની બીજી બાલાઓ જેવી હોંશિયાર

અને મિલનસાર ન હતી. જ્યારે પણ ગિરિબાલા તેને પોતાની સાથે થોડીક ક્ષણ વાતચીત કરવા, રમવા કે બેસવા કહેતી, ત્યારે તે 'વડીલ જનો જોશે તો ખોટું દેખાશે' એવું બહાનું કાઢતો. ગોપીનાથ જ્યારે એકાદ ગાયન ગાતો કે મોટેથી વાંચતો ત્યારે ગિરિબાલા તેની કને કાંઈક બહાનું કાઢીને આવતી અને બારણા પાસે ઊભી રહી પતિનું વદન નીરખવામાં આનંદ માનતી; પરંતુ ગોપીનાથ તેને જોતો કે તરત જ પાછું પ્રથમનું બહાનું કાઢીને તેનાથી દૂર થઈ જતો!

એ બેનાં લગ્ન બાદ ટૂંક સમયમાં જ ગોપીનાથના પિતા સ્વર્ગસ્થ થયા. પરિણામે ગૃહવ્યવસ્થા ગોપીનાથને શિરે આવી પડી. તે શ્રીમંત હતો એટલે અનેક તાળીમિત્રો, સગાંસંબંધીઓ તેની આસપાસ ઊભરાવા લાગ્યાં અને જાણે તેમનો અધિક સ્નેહ હોય એમ દર્શાવવા લાગ્યાં. આમ ખુશામતથી એની અધોગતિનો પ્રારંભ થયો. આ સમય દરમ્યાન સુશીલ ગિરિબાલા અને સ્વચ્છંદી ગોપીનાથના વિચાર–આચારોમાં અંતર વધતું ગયું.

શ્રીમંત યુવકોનાં દિલ ક્ષણિક વાહવાહથી લોભાઈને સમાજ અને મંડળોમાં અગ્રેસર થવા બહુ તલપે છે. અનેક યુવકો તેમાં પતંગની પેઠે ઝંપલાય છે. આવી મોહક જિંદગી ભોગવવા ગોપીનાથ આકર્ષાયો. દ્રવ્યવાનની જગત કેવી પૂજા કરે છે? ગોપીનાથ મિત્રમંડળમાં જેમ તારકગણમાં ચન્દ્ર ન હોય તેવો હતો; તેના વિનોદમાં સર્વને જાણે આનંદ પડતો; આજકાલ સર્વસામાન્ય થઈ પડેલું સૂત્ર "અમે કોઈની પરવા રાખતા નથી." એ ગોપીનાથને બહુ ગમતું. કુકૃત્યો પ્રસંગે તો ખાસ. તે એવાં કૃત્યોથી એવો તરબોળ થઈ જતો કે જાણે કોઈને તેમાં પોતાનાથી પહેલો આવવા દેતો નહીં! એથી તે પોતાને કૃતાર્થ ગણતો.

ગિરિબાલાને સુધા નામે એક સંગીત અને નૃત્યકલામાં પ્રવીણ

સખી હતી. તે કાવ્યો રચતી, તે બુદ્ધિમતિ હતી અને ગિરિબાલાની અવદશા જોઈ તેને ભારે ખેદ થતો. ગિરિબાલાના સૌન્દર્યની જ્યારે તે પ્રશંસા કરતી ત્યારે તેને ગમતી હોવા છતાં યે બહારથી કહેતી કે "જા રે અલિ સુધા ! તું નકામી લવલવ કરે છે. શું હું નકી રૂપવતી છું ? ના, મારા સમ ખા જોઈ એ !" એવાં અનેક આડંબરનાં અને ખોટી લજ્જાનાં વાકયો સુધાને આડકતરી રીતે પ્રશંસામાં ઉત્તેજન દેતાં અને એ શ્રવણ કરી વારંવાર ગિરિબાલા હર્ષ અને સંતોષ પામતી. "રહો તારો સ્નેહ જન્માન્તરેપિ" એ લીટીથી આરંભાતું સુધાવિરચિત એક કાવ્ય ગિરિબાલાને બહુ પસંદ પડતું હતું; ઘણી વાર ઉભય સહચરીઓ એક થઈ એ ગાન લલકારતી. ગિરિબાલાનું પતિઘેલું ભોળું હૃદય બહુ વાર ઈચ્છતું કે મારા પતિ પણ મને એવું કહે તો કેવું સારું ? પણ એને એ ખબર ન હતી કે પોતાના સ્વામીનું સ્નેહપાત્ર પોતે નથી, પરન્તુ જાણીતી નાટકકાર લવિંગિકા છે !

નાટકકાર લવિંગિકા નૃત્યકલા અને અભિનયમાં બહુ કુશળ ગણાતી. પ્રેમમાં નિરાશ થયેલી પતિઘેલી ભોળી ભામિનીનો અભિનય તે બહુ જ છટાયુક્ત રીતે ભજવી બતાવતી. જનસમૂહમાં લવિંગિકા એક પ્રશંસાપાત્ર અને લોકપ્રિય નાટકકાર લેખાતી. ગિરિબાલા આ પ્રશંસા સાંભળીને નાટકશાળામાં તે નાટકકારને જોવા આતુર બની; પરન્તુ ગોપીનાથ આડો આવ્યો. કુલિન સ્ત્રીઓથી નાટકશાળામાં ન જવાય એવું જણાવીને તેણે ગિરિબાલાને નાટક ન બતાવ્યું. એટલે ગિરિબાલા પોતે તો ન જઈ શકી પણ તેણે સુધાને આગ્રહ કરીને મોકલી. સુધાએ નાટકકારને જોઈ આવીને તેના લાવણ્યનાં, તેના વિવિધ અભિનયનાં, તેના કંઠનાં, નૃત્યનાં–ઈત્યાદિનાં એવાં તો વખાણ કર્યાં કે, ગિરિબાલા હવે લવિંગિકાને જોવા સવિશેષ આતુર બની ગઈ. ગોપીનાથ પણ એક દિવસ લવિંગિકાની પ્રશંસામાં ભળ્યો અને આથી ગિરિબાલાને લવિંગિકાનો ઠબ્બો આવી. કારણ अति स्नेह पाप-

શંકા. ગોપીનાથના વર્તન વિષે તેને તર્કવિતર્ક ઉદ્ભવ્યા અને ગમે તેમ કરીને પણ એક વખત તો એ નાટકકારને જોવી જ, એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. ગોપીનાથ ઘણી રાત્રિઓ ઘર બહાર જ વીતાવતો. પરિણામે ગિરિબાલા એક રાત્રે સુધા સાથે નાટકશાળામાં જઈ પહોંચી. દિવસો જતાં આખરે ગોપીનાથે રાત્રે ઘેર જ આવવું તજી દીધું અને એ સ્થિતિમાં પતિઘેલી ગિરિબાલા દુખી બની. તેને કોઈ ચેન પડતું નહીં, તેને વાતચીતો ગમતી નહીં તેને ભોજન પણ ભાવતાં નહીં અને આવી દશામાં તેને લવિંગિકા ઉપર વહેમ આવ્યો; આથી પુનઃ એક રાત્રે તે નાટકશાળામાં ગઈ.

નાટક શરૂ થવાની હજી વાર હતી. પ્રેક્ષકો આનન્દથી વાર્તાલાપ કરતા અને આતુરતાથી રાહ જોતા કે પડદો ક્યારે ઉઘડશે ? બહુ કોઈ લવિંગિકાનાં વખાણ કરતા. ગિરિબાલા એ બધું જોઈ રહી હતી. આખરે પહેલી ઘંટડી થઈ, રંગભૂમિ ઉપર રોશની થઈ. હારમોનિયમના સૂર અને તબલાના ઠેકાની મિલાવટ કરવાનું શરૂ થયું. ઘંટડી થઈ, લોકો ટમટમી રહ્યા અને ત્રીજી ઘંટડી થતાં પડદો ઉઘડી નાટક શરૂ થયું. લોકો શાન્ત બન્યા. નાટકના પ્રારંભે વ્રજ–ગોવાલણીનો ગરબો હતો. ગોપીઓ કૃષ્ણ માટે ફરિયાદ કરતી હતી. ગરબો બહુ સાદો હતો; પણ વ્રજભાષાની લિજ્જત, વ્રજવાસીઓની ભાર મૂકીને બોલવાની મધુરી છટા અને સુન્દર ઉચ્ચાર, ગરબાની મીઠાશમાં ઓર મઝા આપતા. પ્રેક્ષક વર્ગ તેથી ભારે આનન્દાવેશમાં આવી ગયો, તાલબદ્ધ તાળીઓ પાડવા લાગ્યો અને સર્વત્ર રુચિકરતા છવાઈ રહી. ગિરિબાલા પ્રથમ કોઈ વાર ન સાંભળેલો આવો સાદો મીઠો ગરબો શ્રવણ કરીને બહુ ખુશી થઈ. સુધા કહેતી હતી કે હવે ઘણું મોડું થયું છે તેથી ઘેર ચાલ, પણ ગિરિબાલા માનતી નહીં. નાટકનો તૃતીય અંક શરૂ થયો. રિસાયલી રાધાને કૃષ્ણ અનેક રીતે મનાવતો પણ રાધાનો રોષ જરાયે ઘટતો નહીં. આ દેખાવ ગિરિબાલાને બહુ ગમ્યો.

એક નાટક ગમે તે કોઇ ઉદ્દેશથી લખાયેલું હોય છે, તદપિ લોકો પોતાની ભિન્નભિન્ન રુચિ અનુસાર તેની કિંમત આંકે છે. એક જ નાટક આથી ભિન્નભિન્ન લોક ઉપર ભિન્નભિન્ન અસર કરે છે. કોઈકને પોતાની જ સ્થિતિનો તાદૃશ ચિતાર તેમાં આલેખાયેલો જણાય છે; કોઇકને તે નથી પણ ગમતું. ગિરિબાલાને આ નાટક જોઈ એવા વિચાર ઉદ્‌ભવ્યા કે: "શું મારા સ્વામીએ પણ મને રોષ ચડે એવાં કારણ નથી આપ્યાં? રાધાએ કૃષ્ણને વશ કર્યો હતા એ પુરાણપ્રસિદ્ધ છે. રાધા એક સ્ત્રી હતી. શું હું પણ સ્ત્રી નથી? હું પણ મારા સ્વામીને વશ ન કરી શકું?" આવા તરંગ—રંગમાં ગૂંચવાયલી ગિરિબાલાને સુધાએ થોડી વાર પછી યાદ આપી કે નાટક પૂરું થયું છે. એમ છતાં ગિરિબાલા પોતાની જગ્યાએથી ઊઠી નહીં. પ્રેક્ષકવર્ગ જવાની ધમાલમાં પડયો. તો પણ પોતાની સ્વપ્નદશામાંથી ગિરિબાલા જાગૃત થઈ નહી. રાધાનું રીસાવું-કૃષ્ણનું મનાવવું એ દૃશ્ય તેની આંખ આગળ તરવરતું રહ્યું. આખરે સુધાએ ઘણો આગ્રહ કરીને તેને કહ્યું કે–"નાટકશાળામાંની રોશની હવે બુઝાવી દેવાશે, માટે વધુ વાર રોકાવું ઇષ્ટ નથી."

ગિરિબાલા ઘેર પહોંચી ત્યારે રાત ઘણી વીતી ગઈ હતી. તેના ખંડમાં દીપક મંદ પ્રકાશ આપી રહ્યો હતા. પલંગ બારી પાસે હોવાથી મચ્છરદાનીના છેડા પવનમાં આમતેમ હાલ્યા કરતા હતા. પતિત્યક્તા ગિરિબાલાને એ ખંડ સ્મશાનવત લાગ્યો.

હવે ગિરિબાલાને ગૃહમાં ગોઠતું નહીં. કંઈક આનન્દ અને શાન્તિ મેળવવા માટે તે પ્રતિ શનિવારે નાટક જોવા જતી, પણ તેને નાટકો પ્રથમની માફક મોહક લાગતાં નહીં, તેમાંનાં કેટલાંક હલકાં ગાયનો, અયોગ્ય અભિનય, ઇત્યાદિ ગમતાં નહિ, એમ છતાં નાટકો જોયા વિના તે રહી શકતી નહી એક દિવસ અચાનક ગોપી-

નાથને તેના તાળીમિત્રો સાથે દારુમાં મસ્ત થઈને લવિંગિકા પ્રત્યે સ્નેહ દર્શાવતો ગિરિબાલાએ જોયો, તેને તેથી બહુ ખેદ થયો. એકાદ પ્રસંગ મળ્યે વિનવણી અને સ્નેહયુક્ત ઠપકાથી પોતાના સ્વામીને એ માર્ગે જતો વાળવો, એવું તેને થયું. એવો પ્રસંગ મળે તે માટે શુદ્ધ અંતઃકરણે ગિરિબાલાએ પ્રભુ-પ્રાર્થના કરી.

[ ૨ ]

ફાલ્ગુન માસની ચતુર્દશીની રાત્રિ! ગિરિબાલા ખીલતા ભૂરા રંગના વસ્ત્ર પહેરી અગાસીમાં આમતેમ ફરતી હતી. વસ્ત્રાલંકારનો તેને ઘણો શોખ હતો. ઘણુંખરું જમ્યા પછી તે આભૂષણાદિ પહેરીને તે ચાંદનીના મ્લાન વદનથી ફરતી હતી તે છતાં યે સુંદર અને મોહક લાગતી હતી. સુધા હંમેશાં ગિરિબાલાના વસ્ત્રાલંકારનું બારીક નિરીક્ષણ કરીને જ્યારે તેની પ્રસંશા કરતી, ત્યારે ગિરિબાલાને તે પહેરેલાં સાર્થક લાગતાં.

ધીમે ધીમે રાત્રિ વ્યતીત થવા લાગી. સહુ કોઈ કામકાજથી પરવારી નિદ્રાદેવીને શરણ થયાં. ચંદ્રપ્રકાશ ખીલ્યો. ગિરિબાલા સુધા સાથે મન્દ મીઠા સૂરથી ગાન ગાતી અગાસીમાં ફરતી હતી. શાંત રજનીમાં એ સૂર દિગન્તમાં વ્યાપી રહ્યો. ગિરિબાલાનાં નૂપુરનો ઝંકાર જાણે તેના સંગીતમાં તાલ આપતો હોય એમ લાગતું. આવા આનંદમાં પ્રવૃત્ત થયેલી બન્ને સખીઓ સમક્ષ એકાએક ગોપીનાથ આવીને ઊભો રહ્યો. સુધા લજ્જાળુ બની, ઘૂંઘટ તાણી, ઝડપથી ત્યાંથી જતી રહી. અત્યારે એક વાર ફરીથી ગિરિબાલાના શૂન્ય હૃદયમાં આશાના અંકુર ફૂટયા. અંધ આશાએ કોને પોતાની ગતિ સાથે દોર્યાં નથી? ગિરિબાલાને આજ લાગ્યું કે હવે કૃપાળુ પ્રભુએ મારા તરફ કૃપાદૃષ્ટિ કરી છે; પણ હા! દગાખોર આશા! તાસ

ફંદ કોને ફસાવતા નથી? હજી રાધા થવાનો સમય ગિરિબાલા માટે દૂર હતો. તેના જીવનના અંધકારનો પટલ હજી ઊઘડયો ન હતો. ગિરિબાલા હર્ષસહિત સ્વામી સન્મુખ જઇને ઊભી રહી અને બોલી: "અહોભાગ્ય મારાં ઓ નાથ! કે આજ ઘણે દિવસે તમે પાછા–" વચમાં જ ગોપીનાથ ખોખરા સ્વરે બોલ્યોઃ "ગિરિબાલા! આજ મને તારી કૂંચીઓની જરૂર છે."

ચન્દ્ર વાદળમાં ઢંકાઇ ગયો હતો. ચાંદની ફિક્કી પડી ગઇ હતી અને પવનની લહરીઓ પુષ્પપરાગ દૂરથી લાવતી હતી. ગિરિબાલાના કેશની લટો વિખરાઇને તેના કપોલપ્રદેશ ઉપર ફરફરતી હતી, ગોપીનાથના વખાણ સાંભળીને તેના મુખ ઉપર શરમ અને રોષનાં ચિન્હ જણાયાં. એમ છતાં આછી ચાંદનીમાં તેનું ફિકકું પણ રક્તવર્ણ બનેલું વદન સુંદર દેખાતું હતું. થોડોક વખત વિચાર કર્યો બાદ તે કંપિત પરંતુ મંદ સ્વરે બોલી: "હું તમને કૂંચીઓ ઘણી ખુશીથી આપીશ. પણ તે એક શરતે......"

ગોપીનાથે ગુસ્સાથી કહ્યું: "અત્યારે નાહક વિલંબ કરવાની જરૂર નથી. મને એકદમ કૂંચીઓ આપ."

અશ્રુપૂર્ણ નેત્રથી ગિરિબાલાએ કહ્યું: "પણ નાથ! મારું કહેવું સાંભળો તો ખરા? કૂંચીઓ ખુશીથી લઇ જાઓ, પણ નાથ! મને આમ એકલી મૂકીને ન જશો."

કઠોર સ્વરે તે બોલ્યો: "ના, તે નહીં બને."

"તો કૂંચીઓ નહીં આપું." ગિરિબાલાએ ન છૂટકે આ કઠણ ઉપાય અજમાવ્યો. પરંતુ તે સાંભળીને ગોપીનાથ વધુ ગુસ્સે થયો. દારૂની ધૂનમાં તે અત્યારે મસ્ત હતો. તેના શયનખંડમાં જઇ તે જાતે કુંચીઓ શોધવા લાગ્યો, બિછાનું ચૂંથી નાખ્યું, ઉશીકાં અહીં તહીં ફેંકી દીધાં. ગિરિબાલાની પેટીઓ, તેનાં ખાનાં વગેરે ખોલી નાખ્યાં. ગુસ્સામાં ગિરિબાલાની ચિત્રની સુંદર પેટી પણ ફેંકી

દીધાથી ભાંગી ગઈ. એમ છતાં પણ કૂંચીઓનો પત્તો ન મળ્યો ! ગિરિબાલા આ સર્વ દૃશ્ય બારણા પાસે ઊભી ઊભી જોતી હતી. આંખો આંસુથી ભરપૂર હતી. પુનઃ ક્રોધાન્ત ગોપીનાથ ગિરિબાલા આ સર્વ દૃશ્ય બારણા પાસે ઊભી ઊભી જોતી હતી. આંખો આંસુથી ભરપૂર હતી. પુનઃ ક્રોધાન્ત ગોપીનાથ ગિરિબાલા પાસે આવ્યો અને ધમકી આપતો બોલ્યોઃ "યાદ રાખજે કે કૂંચીઓ નહીં મળે તો તેનું પરિણામ ઘણું ગંભીર આવશે !" ભયગ્રસ્ત થયેલી અબળા મૌન રહી. ઉત્તર ન મળતાં વધારે ગુસ્સે થયેલા ગોપીનાથે એકદમ તેના ઉપર સખ્ત પ્રહાર કર્યો—એક નહીં અનેક પ્રહાર ! પ્રહારાન્તે દાનવ સમ મસ્ત બનેલા ગોપીનાથે ગિરિબાલાના અંગ ઉપરના સર્વ અલંકાર બળાત્કારે કાઢી લીધા અને તે લઈને ચાલતો થયો !

ગિરિબાલાએ આખી રાત રોઈ રોઈને પૂરી કરી. તેને પોતાના ઘરમાં બિલકુલ ચેન પડ્યું નહીં. પ્રાતઃકાળે તે પોતાના પિતાના ત્યાં રહેવા ગઈ.

## [ ૩ ]

"મનોરમા"નો ખેલ થોડા વખતમાં બહાર પડનાર હતો. દરેકે દરેક વર્તમાનપત્રમાં તેની મોટી જાહેરખબર પ્રકટ થવા કરતી. આ નાટકમાં લવિંગિકા મનોરમા થનાર હતી. ગોપીનાથ નાટકના "રિહર્સલ" વખતે પણ હાજર રહી, લવિંગિકાને અભિનયાદિમાં ઉત્સાહ અર્પતો—હર્ષઘેલો બનતો તેની અધિકાધિક પ્રસંશા કરતો. પણ તેની વર્તણુંક મર્યાદાની સીમા ઉલ્લંઘન કરનારી હોવાથી નાટકના માલિકને પણ ગમતી નહીં. ઘણી વખત ગોપીનાથ ગર્ભશ્રીમંત હોવાથી નાટકનો માલિક અવિનય સાંખી રહેતો; પણ એક વાર જ્યારે કામાન્ધ ગોપીનાથ સ્ત્રી—નાટકકારોના અલગ ઓરડામાં પણ

લવિંગિકા પાસે ઘુસી ગયો, ત્યારે નાટકનો માલિક એ રીતભાત સહન કરી શક્યો નહીં. એકદમ પોલિસોના માણસોને બોલાવીને તેણે તેની નાટકશાળાની બહાર કઢાવ્યો!

ગોપીનાથને આ અપમાન બહુ સાલ્યું. તેણે તેનું વેર લેવાનો નિશ્ચય કર્યો. જે રાત્રે મનોરમાનો ખેલ પહેલી વાર ભજવી બતાવવાનો હતો, તે જ રાત્રે ગોપીનાથ લવિંગિકાને ખૂબ લાલચ આપીને ઉઠાવી ગયો! નાટકનો માલિક આથી ગભરાટમાં પડ્યો. નાટકશાળામાં ત્યારે ગડબડ થઈ રહી. ઉત્સાહભર્યા નાટક જોવા આવેલા પ્રેક્ષકો નિરાશ થઈ પાછા ફર્યા. માલિકે વિનયપૂર્વક રંગભૂમિ ઉપર આવીને જાહેર કર્યું કે પ્રેક્ષકવર્ગની હું ક્ષમા માંગું છું. જ્યાં સુધી લવિંગિકાને બદલે નવી નાટકકાર મળશે નહીં ત્યાં સુધી ખેલ બહાર પાડી શકાશે નહીં.

નાટક કંપનીની પ્રતિષ્ઠાને આ બનાવથી ભારે હાનિ પહોંચી. ગોપીનાથ પોતાના અપમાનનું આવું વેર વળેલું જોઈ ખુશી થયો. પણ થોડાક જ દિવસો વીત્યા બાદ નાટકના માલિકને લવિંગિકાને બદલે કામ કરનાર સ્ત્રી–નાટકકાર મળી આવી. ખેલ ફરીથી વિશેષ ભપકા સાથે બહાર પડ્યો. એટલું જ નહીં પણ તેની જાહેરખબર વિશેષ પ્રમાણમાં ફેલાવ્યાથી ટિકિટો માટે તૂટાતૂટ ઘણા દિવસો પહેલાં શરૂ થઈ. ઘણાઓને તે મળી પણ શકી નહીં. ખેલ ધારેલે દિવસે ભજવાયો અને સફળતાથી સંપૂર્ણ થયો.

નવીન સ્ત્રી–નાટકકારની પ્રશંશા સર્વત્ર ફેલાઈ રહી. લોકોએ તેણે બહુ જ વખાણી. ગોપીનાથના કર્ણે આ પ્રશંશા પહોંચતાં તેને નવી નાટકકારને જોવાની તીવ્ર ઇચ્છા થઈ. તે મનોરમાનો ખેલ જોવા એક રાત્રે હાજર થયો. નાટકનું વસ્તુ આવું હતુઃ—

"પ્રારંભથી પતિથી તજાયલી મનોરમા સાસરે એકલી જ રહે છે. મનોરમાનો પતિ પહેલું લગ્ન ગુપ્ત રાખી, દ્રવ્યને લોભે કોઈ શ્રીમંત કન્યા સાથે બીજી વારનું લગ્ન કરવા યત્ન કરી રહ્યો છે. બીજી

વખતના લગ્નમાં ચોરીમાં મંગળફેરા વખતે ચાર ફેરા ફર્યા બાદ કન્યા ઘૂંઘટ ખોલે છે અને જુએ છે તો શ્રીમંતની પુત્રીને બદલે મનોરમાં જ ! મનોરમાએ આ ગોઠવણ કન્યાના પિતા સાથે મળીને, તેનો પતિ જાણે નહીં તેવી રીતે કરી હતી. મનોરમાં જાહેર થયાથી તેના પતિને ખોટું લાગે, પરન્તુ તે પછી લોકલજ્જાથી મનોરમાના વિનવણીભર્યા સ્નેહથી તે કુમાર્ગે જતો અટકે છે."

આવી વસ્તુસંકલનાવાળા નાટકના અંતિમ અંકમાં મનોરમાનું લગ્ન જયારે તેના પતિ સાથે જ થવાનો દેખાવ આવ્યો, ત્યારે પ્રેક્ષકવર્ગ બહુ શાન્ત હતો. ગોપીનાથ અત્યાર સુધીમાં નવી નાટકકારનો અભિનય જોઈ તેના મુક્તકંઠે વખાણ કરતો હતો. પરંતુ મંગળફેરા ફર્યા બાદ જ્યાં ઘૂંઘટ ખોલવાનો દેખાવ આવ્યો. ત્યારે નાટકકારે ગોપીનાથ બેઠો હતો તે તરફ પોતાની કટાક્ષભરી નજર ફેરવી. એ જોતાં જ ગોપીનાથ ઉછળ્યો અને "ગિરિબાલા !" એવી બૂમ પાડતો, ક્રોધથી રાતચોળ થઈ ગયેલો, તે પ્રેક્ષકવર્ગની વચ્ચે થઈને દીવાના જેવો રંગભૂમિ ઉપર ધસી ગયો. એ વખતે નાટકનો "ડ્રોપસીન" પડયો અને નાટકના માલિકે પોલિસના માણસોની મદદથી ગોપીનાથને એકદમ નાટકશાળામાંથી બહાર કઢાવ્યો.



[૭]

# રાજ-મુકુટની સ્પર્ધા

ત્રિપુરાના નૃપાલ અમરમાણિક્યના સૌથી નાના પુત્રનું નામ રાજધર હતું. તેને સેનાપતિ ઇશાખાં કોઈ કોઈ વાર તેનું નામ દઈને સંબોધતા હતા, રાજધરને એ અયુક્ત લાગતું હતું. એક રાજકુમારને એવી રીતે ખુલ્લે નામે બોલાવવો એ તેનું અપમાન કરવા સમાન છે એમ તે માનતો. પ્રસંગોપાત એક દિન તેણે સેનાપતિને ચેતવણી આપી કે—"જુઓ સેનાપતિ, તમે નામ દઈને મને ના બોલાવો !"

સેનાપતિ તીરોને સાફસુફ કરતા હતા. રાજધરની વાત સાંભળીને તે કંઇ બોલ્યા નહીં. તેમણે મોં ઊંચું કરીને એક વાર રાજધર પ્રતિ જોયું; ભવાં ચઢાવ્યાં અને ફરીથી નીચું જોઇ પોતાનાં તીરો સાફ કરવા માંડયાં.

રાજધરે કહ્યું:—"હવેથી જો તમે ફરીથી મારું નામ દઈને મને બોલાવશો તો હું મહારાજાને કહી દઇશ."

વૃદ્ધ ઈશાખાંએ ફરીથી માથું ઊંચું કરી રાજધર તરફ જોયું અને કડક અવાજથી કહ્યું:—"બહુ સારુ !"

રાજધરે પોતાની તરવારનું મ્યાન જમીન ઉપર પછાડીને કહ્યું: —"એમ કે ? જોજો ત્યારે."

ઇશાખાંએ પોતાના શિષ્ય રાજધરના મિજાજ તરફ દુર્લક્ષ્ય

આપી હસવા માંડયું. તેમને આ પ્રકારે બેપરવાઈથી હસતા જોઇને રાજધરની આંખો ક્રોધાવેશમાં લાલચોળ બની ગઇ.

ઇશાખાંએ હસવાનું ચાલુ રાખ્યું તથા હાથ જોડીને કહ્યું:—"મહામહિમ મહા રાજાધિરાજ શ્રીમાન રાજધરસિંહ સાહેબ બહાદુરને મારે હવેથી કેવા નામથી સંબોધવા ? હુઝુર, જનાબ, જહાંપનાહ, મહેરબાન ખુદાવન્દ, શાહનશાહ—જે નામે બોલાવવાનો હુકમ થશે એ નામે ઝૂકી ઝૂકીને બોલાવીશ. બોલો શ્રીમાન !"

રાજધરે પોતાના સ્વાભાવિક કર્કશ સ્વરને દ્વિગુણો કડક કરતાં કહ્યું:-"સાંભળો સેનાપતિ, જો કે હું તમારો શિષ્ય છું, તો પણ હું રાજકુંવર છું. તમારે એ બાબતનો વિચાર અવશ્ય કરવો જોઇએ."

સેનાપતિએ પણ હવે ગુસ્સો દર્શાવી ઉત્તર દીધો:—"ચૂપ રહો, હવે વધુ ન બોલો. તમારી સાથે હું એવી નમાલી વાતો કરવા માગતો નથી, મને બીજા ઘણાં કામો છે." એટલું કહી તેઓ તીરનાં ફળ તરફ જોવા લાગ્યા.

એ વખતે વિશાળ શરીરવાળો ત્રિપુરાનો બીજો રાજકુમાર ઇન્દ્ર-માણિક્ય ત્યાં આવી પહોંચ્યો. તે માથું ધુણાવતો ધુણાવતો અને હસતો હસતો પૂછવા લાગ્યો:-"કહો ખાં સાહેબ, શું ચાલી રહ્યું છે ?"

ઇશાખાંએ તીર નીચે નાખી દઈને ઇન્દ્રકુમાર તરફ પ્રેમભરી દષ્ટિ કરી કહ્યું-"શું કહું ? અહીં એક મોટો તમાશો થયો છે. તમારા આ નાના ભાઈ ચક્રવર્તી મહારાજાને હું "જનાબે આલી" "જહાંપનાહ" વગેરે વિશેષણોથી સંબોધતો નથી તેથી તેમની કીર્તિને હાનિ પહોંચે છે. આથી તેઓશ્રી મારા ઉપર અત્યંત ક્રોધિત થયા છે !" એમ કહી તેમણે હસતાં હસતાં ફરીથી તીર ઉઠાવી લીધું. ઇન્દ્રકુમારે પૂછ્યું:—"શું ખરી વાત છે ?" એટલું કહ્યા પછી તેણે ખૂબ મોટેથી હસવા માંડયું. રાજધરનો ગુસ્સો વધી ગયો. અને તે બોલ્યો:—"ભાઈ, એટલું બધું શું હસો છો ? ચૂપ રહો." ઇન્દ્રકુમારે કહ્યું;—"રાજધર, તને શું 'જહાંપનાહ'

કહીને અમારે બોલાવવો?' ઇન્દ્રકુમાર હસી પડયો.

રાજધરઃ "ભાઇ, તમે હસતાં બંધ નહીં થાઓ શું?"

ઇન્દ્રકુમારે હસતાં હસતાં કહ્યું—"જનાબ—"

રાજધર પોતાનો ક્રોધ સમાવી શકયો નહીં. અધીરતાથી તેણે કહ્યુંઃ—"ભાઇ, તમારામાં બિલકુલ સમજ નથી."

ઇન્દ્રકુમારે રાજધરના વાંસા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યુંઃ—"ભાઈ, શાન્ત થા, શાન્ત થા, બહુ ક્રોધ ન કર. તારી પંડિતાઈ તું તારી પાસે જ રહેવા દે. હું તે છીનવી લેવા ઇચ્છતો નથી."

ઇશાખાં પોતાનું કામ કરતાં રાજધર તરફ વક્ર દૃષ્ટિપાત કરતાં, હસીને બોલ્યોઃ—"હઝુરની અક્કલ આજકાલ ઘણી જ વધી ગઈ છે!"

ઇન્દ્રકુમારઃ—"એ દુરાતિદુર બુદ્ધિને પહોંચવું એ અમારી શક્તિની વાત નથી!"

રાજધર આ ઉભયની વ્યંગપૂર્ણ વાતોથી ગુસ્સે થઇને તરત જ ત્યાંથી ઊઠીને ઊભો થયો. તે ક્રોધના આવેશમાં એટલા તો જોરથી ચાલ્યો કે મ્યાનની અંદર રહેલી તરવાર પણ ખણખણાટ કરી રહી.

[ ૨ ]

રાજકુમાર રાજધરનું વય ૧૯ વર્ષનું છે. રંગે શ્યામ, કદમાં ઠીંકણો અને બદનમાં મજબૂત છે. આંખો ઝીણી ઝીણી છે પણ દૃષ્ટિ બહુ સતેજ છે. દાંત કંઇક મોટા છે. કંઠ-સ્વર શૈશવાવસ્થાથી જ કઠોર છે. એ સમયે રાજકુમારો જેમ મોટા મોટા વાળ રાખતા હતા તેમ રાજધરે રાખ્યા નથી. તેના માથાના વાળ સીધા અને નાના નાના છે. સૌને એવો વિશ્વાસ હતો કે રાજધરની બુદ્ધિ તીવ્ર છે અને રાજધરને પણ પોતાના સંબંધમાં એવો જ વિશ્વાસ છે. પોતાની એ બુદ્ધિ આગળ પોતાના બે ભાઇઓને તે કાંઇ વિસાતમાં

લેખતો નથી. રાજધરના પ્રખર પ્રતાપથી બહારના લોકો ડરે છે; મહેલની અંદરના માણસો પણ તેનું નામ સાંભળી કંપે છે. જ્યારે કાંઈ કામ ન હોય ત્યારે રાજધર હંમેશાં પોતાની હોશિયારી બતાવતો ફરે છે. દરબારના નોકરોમાંથી કોઈ તેને રાજા કહે છે, કોઈ હાથ જોડે છે, સલામ કરે છે, અને પ્રણામ કરીને, જાણે તેનાથી પોતાને છુટકારો મેળવે છે. હમેશાં સૌના ઉપર તે નજર રાખતો રહે છે કોઈ તેની નજરમાંથી છટકી જઈ શકતું નથી. તેણે ક્રમશઃ બધા રાજકીય પદાર્થો હસ્તગત કરી લીધા છે. તે બધી વસ્તુઓ પોતાના કબજામાં રાખવા માગે છે. એમ કરવામાં તેને જરાકે લજ્જા ઉપજતી નથી. તેણે એક વખત યુવરાજ ચન્દ્રમાણિક્યનો અશ્વ ભારે ચતુરાઈથી પોતાના કબજામાં લઈ લીધો હતો. એ જોઈને યુવરાજ હસ્યા હતા, પરન્તુ તેમણે તેને કાંઈ કહ્યું ન હતું. આવી જ રીતે તેણે રાજકુમાર ઈન્દ્રકુમારનું ચાંદીથી મઢેલું એક ધનુષ પચાવી પાડયું હતું, પણ ઈન્દ્રકુમારે તરત જ તેને સંભળાવી દીધું કેઃ—"જો ભાઈ, જે વસ્તુ તેં હમણાં લીધી છે તે અત્યારે હું તારી પાસેથી લેવા માગતો નથી; પણ હવે પછી જો તું મારી કોઈ વસ્તુ પર હસ્તક્ષેપ કરીશ તો મને એવા ઉપાય યોજવાની ફરજ પડશે કે એ પછી ફરીથી તું કોઈ વસ્તુ ઉઠાવી શકે નહીં."

પરન્તુ રાજધર પોતાના મોટા ભાઈઓની વાત ઉપર જરાકે ધ્યાન આપતો નહિ, કેટલા યે લોક તેના આચરણ જોઈને પરોક્ષમાં કહેતા કે નાના રાજકુમારનો જન્મ જો કે રાજાના ઘરમાં થયો છે તથાપિ રાજકુમાર જેવાં તેના કૃત્ય નથી.

મહારાજ અમરમાણિક્યને રાજધર ઉપર કંઈક વિશેષ પ્રેમ હતો. રાજધરને આથી ગર્વ ઉપજતો. આજ તેણે પિતા પાસે જઈને ઈશાખાંની નાલિશીની ફરિયાદ કરી.

રાજાએ ઈશાખાંને બોલાવીને કહ્યુંઃ "સેનાપતિ, રાજકુમાર હવે મોટો થયો છે. હવે તેને યથોચિત સન્માન ઘટે છે."

વૃદ્ધ ઈશાખાંએ કહ્યું : "મહારાજ, બાલ્યાવસ્થામાં આપ જ્યારે મારી પાસે યુદ્ધ-કળા શીખવા આવતા, ત્યારે આપને હું જેવું માન આપતો તેથી હમ રે ઓછું સન્માન હું આપના રાજકુમારોને આપતો નથી."

રાજધર:—"મારું કહેવું એટલું જ છે કે તમે મને મારું નામ દઈને ન બોલાવો."

ઇશાખાંએ તરત જ મોં ચઢાવીને કહ્યું:—"ચૂપ રહો. હું અત્યારે મહારાજ સાથે વાત કરું છું." મહારાજ તરફ ફરીને તેમણે કહ્યું:—"માફ કરશો. આપનો આ નાનો કુમાર રાજપરિવારને લાયક નથી. તેના હાથમાં તરવાર શોભતી નથી. તે કોઇ લેખકની પેઠે કલમ ચલાવવામાં જ બહાદુર થશે. બીજું કોઈ કામ તેનાથી થઇ શકશે નહીં."

એ સમયે યુવરાજ ચન્દ્રમાણિક્ય અને ઇન્દ્રકુમાર ત્યાં આવ્યા. ઇશાખાંએ તેમના તરફ જોઈને કહ્યું: "જુઓ મહારાજ, આ બેયે રાજકુમાર જ છે તો !"

રાજાએ રાજધર તરફ જોઇને કહ્યું:—'રાજધર, ખાં સાહેબ કહે છે, તે સાંભળ્યું? તું અસ્ત્ર વાપરવામાં તેમને સંતોષ-કારક લાગ્યો નથી.'

રાજધર: "મહારાજ, અમારી અસ્ત્રવિદ્યાની આપ પરીક્ષા લ્યો, જો હું સર્વ કરતાં ઉત્કૃષ્ટ ન લાગું તો મને રાજધાનીમાંથી બહાર કાઢી મૂકજો. હું પોતે જ, એવી સ્થિતિમાં, રાજધાની તજીને ચાલ્યો જઇશ."

રાજા: "ઠીક. થોડા વખતમાં હું એની પરીક્ષા લઈશ. તમારામાંથી જે ઉત્તમ નીવડશે તેને હિરક-જડિત તરવાર બક્ષિસ તરીકે આપીશ."

[ ૩ ]

ઇન્દ્રકુમાર બાણ મારવામાં બહુ નિપુણ હતો. એક વાર તેના એક નોકરે મહેલની અગાશીમાંથી એક મહોર નીચે નાખી, એ મહોર નીચે પડવા પામી નહીં. કુમારે વચમાંથી જ તીર મારીને એ મહોરને સો હાથ દૂર ફેંકી દીધી. રાજધર ઇર્ષ્યાથી મહારાજ સામે બડાઈ તો મારી આવ્યો હતો, પણ હવે તેના મનમાં ભારે ચટપટી થઇ રહી. યુવરાજ સંબંધી તેને કાંઈ ચિન્તા ન હતી, પરન્તુ ઇન્દ્ર-કુમારની બરાબરી કરવાનું કામ જરા દુર્ઘટ હતું. રાજધરે વિચાર કરતાં આખરે એક યુક્તિ યોજી કાઢી. તેણે મનમાં ને મનમાં હસતાં હસતાં કહ્યું:—"હું તીર તાકવામાં ભાઈની તોલે આવું તેમ તો નથી, પણ મારી બુદ્ધિ તીર કરતાં પણ વધારે સતેજ છે. એની મારફત બધાંયે લક્ષ્ય હું વીંધી શકું એમ છું."

આવતી કાલે પરીક્ષા થનારી છે. યુવરાજ, ઇશાખાં અને ઇન્દ્ર-કુમાર પરીક્ષાના સ્થળની વ્યવસ્થા કરવા ગયા છે. રાજધરે ત્યાં જઇને કહ્યું: "ભાઇ, આજ પૂર્ણિમા છે. રાતે જ્યારે વાઘ ગોમતી નદીને કિનારે પાણી પીવાને આવે ત્યારે તેનો શિકાર કરવા આપણે જઇએ તો?"

ઇન્દ્રકુમારે વિસ્મિત થઇને કહ્યું:—ભારે આશ્ચર્યની વાત છે કે આજ રાજધરને શિકારની વાત સૂઝી છે. રાજધરને મોંએથી આવી વાત તો પૂર્વે મેં કદી પણ સાંભળી નથી!"

ઇશાખાંએ હસીને કહ્યું:—"શું એ શિકારી નથી? તે ઘરની અંદર જાળ બિછાવીને શિકાર કરે છે ને? એનો શિકાર બહુ ભયંકર હોય છે! રાજદરબારમાં એવું કોઇ પણ નહીં હોય કે જે તેના ફન્દામાં કંઇ નહીં તો એક વાર પણ ફસ્યું ન હોય!"

ચન્દ્રમાણિક્યે જોયું કે રાજધરને આ વાતથી ઘણું ખોટું

લાગ્યું છે. તે દુઃખી બનીને બોલ્યો—"સેનાપતિજી, જેવી આપની તરવાર છે તેવી જ આપણી વાણી છે. બન્નેને પાણી પાયેલું છે. જેના ઉપર તેનો પ્રહાર થાય છે તેનો મર્મચ્છેદ કરી નાખે છે."

રાજધરે હસીને કહ્યું:–"ભાઇ, આપ મારા માટે ચિન્તા કરશો નહીં. ખાં સાહેબની વાત બેશક છૂરીની ધાર જેવી તીક્ષ્ણ છે. પણ તે મારા કાનમાં કબૂતરની પાંખના ફફડાટ કરતાં કોઇ વિશેષ રીતે પ્રવેશ કરી શકતી નથી."

ઇશાખાંએ પોતાની સફેદ વાળવાળી દાઢી ઉપર હાથ ફેરવતાં કહ્યું: "તને કાન જ ક્યાં છે? જો તે હોત તો આટલા દિવસોમાં હું તને ક્યારનો યે સીધો બનાવી શક્યો હોત!"

ઇન્દ્રકુમાર ઇશાખાંની વાત સાંભળીને ખિલખિલાટ હસી પડ્યો. ચન્દ્રમાણિક્ય ગંભીર ભાવ ધારણ કરીને કાંઇ બોલ્યો નહિં. યુવરાજને ગંભીર બનેલો જોઈને ઇન્દ્રકુમારે ઝટ પોતાનું હાસ્ય બંધ કર્યું. અને તેની પાસે જઇને ઘણી કોમળતાથી કહ્યું:–" ભાઈ, તમારી સલાહ શું છે? આજ રાત્રે શિકાર કરવા જઇશું કે?"

ચન્દ્રમાણિક્ય:–"ભાઇ અમે તારી સાથે શિકાર કરવા આવવાને લાયક નથી. તારા જેવો નિપુણ ચાહે ત્યાં જઇ શકે છે. અમારી અનભિજ્ઞતાથી તારો ઉત્સાહ મંદ પડી જાય છે. તું વનમાં જઇને ગમે તેવા હિંસક પ્રાણીઓને પણ ઠાર કરી શકે છે. અમે કેવળ શિયાળવાં, સસલાં અને પખીઓનો જ શિકાર કરી શકીએ એવા છીએ."

ઇન્દ્રકુમારની પ્રશંસા સાંભળીને ઇશાખાં બહુ ખુશ થયા અને સ્નેહથી ઇન્દ્રકુમારની પીઠ થાબડીને કહેવા લાગ્યા: " યુવરાજ ખરું કહે છે. તારું તીર નિશાન ઉપર અચૂક ચોંટી જાય છે. તીરન્દાજીમાં તારી સાથે કોણ હોડ કરી શકે એમ છે?"

ઇન્દ્રકુમાર:—" નહીં, નહીં, આ હસવા જેવી વાત નથી.

ભાઇ, તમારે શિકાર કરવા આવવું જ જોઇએ. તમે નહીં આવો તો પછી કોણ આવશે ?"

યુવરાજઃ—"વારુ, ચાલો, હું પણ આવીશ. આજ રાજધરને શિકાર ખેલવાની ઇચ્છા થઇ છે તો તેને નિરાશ નહીં કરું."

ઇન્દ્રકુમારનું પ્રસન્ન મુખ એકાએક મ્લાન પડી ગયું. તેણે ખિન્ન ભાવે પૂછ્યું: "શું ભાઈ, મારી ઇચ્છાથી નહીં આવો ?"

ચન્દ્રમાણિક્યઃ "ભાઇ આ તું શું કહે છે ? તારી સાથે તો હું હરરોજ શિકાર કરવા આવું છું !"

ઇન્દ્રકુમારઃ "એથી મારી વાત તો હવે જૂનીપુરાણી થઈ ગઈ ખરું ને ?"

ચન્દ્રમાણિક્યઃ "મારી વાતનો તું આવો અનર્થ કરે છે, તેથી મને ભારે ખેદ થાય છે !"

ઇન્દ્રકુમારઃ "નહીં ભાઈ, હું તો મશ્કરીમાં કહેતો હતો. હું શિકાર કરવા અવશ્ય આવીશ. ચાલો આપણે તૈયારીઓ કરી મૂકીએ."

ઈશાખાંએ મનમાં ને મનમાં જ કહ્યું: "ઇન્દ્રકુમાર દશ બાણોનો પ્રહાર પોતાની છાતી ઉપર સહન કરી શકે છે, પરન્તુ ભાઇની એક સાધારણ અપમાનની વાત સહન કરી શકતો નથી !"

[ ૪ ]

આખરે જ્યારે જવાની બધી ગોઠવણો પૂરી થઇ ત્યારે રાજધર ધીરે ધીરે ઇન્દ્રકુમારની સ્ત્રી કમલાદેવીના ખંડમાં ગયો.

કમલાદેવીએ હસીને કહ્યું: "દિયરજી, આ શું ? તમે એકાએક આ પ્રમાણે ધનુષ્ય-બાણ ધારણ કરીને તથા કવચ પહેરીને કેમ આવ્યા છો ? શું મને તો લક્ષ્ય તરીકે નથી ધારી ?"

રાજધર: "નહીં, ભાભી! આજ અમે ત્રણે ભાઇઓ શિકાર કરવા જવાના છીએ. આથી જ મેં આ વેશ ધારણ કર્યો છે"

કમલાદેવીએ કંઇક અચંબાથી કહ્યું: "શું તમે પણ જશો? આજ ત્રણે ભાઇઓ એક સાથે શિકાર કરવા જાઓ, એ તો ઠીક નહીં. એ તો ત્રિકંટક યોગ થયો!"

કમલાદેવીની વાત જાણે હાંસીપાત્ર હોય એમ બતાવીને રાજધર ખૂબ હસ્યો; પણ કશું બોલ્યો નહીં.

કમલાદેવી: "નહીં, નહીં, એવું નહીં જ બને. એ રોજ રોજ શિકાર કરવા જાય અને અહીં હું એકલી શોક-સાગરમાં ડૂબેલી રહું કે?"

રાજધર: "આજ તો અમે શિકાર કરવા માટે રાતનો વખત પસંદ કર્યો છે!"

કમલાદેવીએ મસ્તક ધુણાવીને કહ્યું: "એવું તે કદી થાય? જોઉં છું કે આજ એ કેવા શિકારે જાય છે!"

રાજધર "ભાભી એક કામ કરો. તેનાં ધનુષ-બાણ ક્યાંય છુપાવી દો."

કમલા: "ક્યાં સંતાડું?"

રાજધર: "લાવો, મારે હવાલે કરો. હું તેને એવી જગ્યાએ સંતાડી દઇશ કે તેને જડે જ નહીં."

કમલા: "વાત તો ખોટી નહીં. જોવાનો ઠીક તમાશો થશે." થોડી વાર વિચાર કરીને વળી પાછી તે મનમાં ને મનમાં બોલી: "પણ એમાં રાજધરની મતલબ કંઇક જુદી જણાય છે. માત્ર મારા ઉપર ઉપકાર કરવાને જ તે અહીં આવ્યાય, હોય એવું તો માનતી નથી." પ્રકાશમાં તેણે કહ્યું: "ચાલો ત્યારે તેમના અસ્ત્રાગારમાં!" કમલાદેવી રાજધર સાથે ઇન્દ્રકુમારના અસ્ત્રાગારમાં ગઇ. રાજકુમાર જેવો તેમાં પેઠો કે કમલાએ બહારથી કમાડ વાસી દઇને તાળું

લગાવી દીધું. કમલાદેવીએ બહારથી હસતાં હસતાં કહ્યું: "દિયરજી, હવે હું જાઉં છું." તે હસતી હસતી જતી રહી.

સાંજે ઇન્દ્રકુમાર પોતાના શયનગારમાં આવીને શસ્ત્રાગારની કૂંચી શોધવા લાગ્યો. કૂંચી જડી નહીં. કમલાદેવી હસતાં હસતાં બોલી: "હં, હું સમજી ગઈ! તમે મને શોધો છો! પણ હું તો આ રહી—ખોવાઈ નથી!"

શિકારનો સમય થઇ ગયો છે, એ જોઇને ઇન્દ્રકુમાર કમલાદેવીની વાતનો કશો જવાબ ન આપતાં વ્યગ્રતામાં જ કૂંચી શોધતો રહ્યો. હવે કમલા તેની સામે જઈને ઊભી રહી અને હસતી હસતી બોલી: "આટલા બધા ગભરાઈ શાને ગયા છો? આ તમારી સામે જ હું ઊભી છું તો! આમ કેમ નકામા અહીં તહીં મારી શોધખોળ કરી રહ્યા છો?"

ઇન્દ્રકુમાર કંઈક અધીર બનીને બોલ્યો: "પ્રિય! અત્યારે હાંસીનો સમય નથી. મારી એક વસ્તુ ખોવાઇ ગઈ છે. તેની તપાસમાં વિઘ્ન ન નાખો. એ ખોવાયલી વસ્તુ ઘણી જરૂરી છે."

કમલા: "તમારું શું ખોવાયું છે, તે હું જાણું છું. મારી એક વાત માનો તો હમણાં જ તેનો પત્તો લાવી આપું."

ઇન્દ્રકુમાર: "વારુ, માનીશ."

કમલાદેવી: "સાંભળો ત્યારે. તમારે આજે શિકારે ન જવું. આ લ્યો તમારી કૂંચી."

ઇન્દ્રકુમાર: "એમ તે કાંઇ બને? શિકારે તો મારે જવું જ જોઈએ."

કમલાદેવી: "ચન્દ્રવંશમાં જન્મ ધારણ કરીને આપ ખરેખરા સત્યવાદી નીવડયા! એક સાધારણ પ્રતિજ્ઞા પણ તમારાથી પાળી શકાતી નથી ને?"

ઇન્દ્રકુમાર: "વારુ, તું શા માટે નાહક ટાણાં મારે છે? પ્રતિજ્ઞા પાળીશું. પછી કાંઇ? આજે હું શિકાર કરવા નહીં જાઉં."

કમલાદેવી: "તમારી એક બીજી વસ્તુ ખોવાઇ ગઇ છે, તે તમને યાદ નથી શું?"

ઇન્દ્રકુમાર: "ના, મને તો યાદ નથી!"

કમલાદેવી: "તમારી સાત બાદશાહતનો અણમોલ હીરો. તમારો સોનાનો ચાંદ!"

ઇન્દ્રકુમારે મન્દ હાસ્ય કર્યું. કમલાદેવીએ તેને પોતાની સાથે આવવા કહ્યું. તેઓ શસ્ત્રાગાર તરફ ગયાં. કમલાદેવીએ કૂંચી વડે તેનાં દ્વાર ઉઘાડી નાખ્યાં.

ઇન્દ્રકુમારે જોયું કે વચ્ચોવચ રાજધર ચુપચાપ બેઠો છે. તેને આ સ્થિતિમાં જોઇને ઇન્દ્રકુમારથી ખૂબ હસ્યા વિના રહેવાયું નહીં. તેણે રાજધરને કહ્યું: "આ શું? રાજધર, તું અહીં ક્યાંથી?"

કમલાદેવી: "આપણું એ બ્રહ્માસ્ત્ર છે!"

ઇન્દ્રકુમાર: "હા, બધાં અસ્ત્રો કરતાં એ વધારે સતેજ છે."

રાજધર: (સ્વગત) "હું તમો લોકોના જીહ્વાસ્ત્ર કરતાં તો વધારે સતેજ નથી જ." (પ્રકાશ) "ભાભીએ મને છેતરીને આ ઓરડામાં પૂર્યો છે!" એમ કહેતો કહેતો તે બહાર આવ્યો.

ઇન્દ્રકુમાર: "આ ઓરડો કંઇ ઠઠ્ઠામશ્કરી માટે રાખેલો નથી. અહીંની ઠઠ્ઠામશ્કરી તો ભયંકર ધારવાળાં શસ્ત્રાસ્ત્રોમાં જ થાય છે. તું કેવી રીતે અંદર આવ્યો તેમાં!"

રાજધર: "આજ રાત્રે આપણે શિકાર કરવા જવાનું હતું ને, તેથી મેં જઇને મારાં અસ્ત્ર તપાસ્યાં તો તેમની ધાર જતી રહી હતી. આથી તે મેં સમારકામ માટે મોકલી આપ્યાં અને કાલે પાછી પરીક્ષા થવાની છે એટલામાં તે આવી જશે. દરમ્યાન આજ રાતને માટે મારી પાસે કોઇ સારું અસ્ત્ર ન હોવાથી હું તે તમારી પાસેથી છીનવી લેવા આવ્યો હતો."

ઇન્દ્રકુમાર: "આથી જ આખું શસ્ત્રાગાર તેણે તને છીનવું

આપી દીધું હોય એમ જણાય છે!" એમ કહીને ફરીથી ઇન્દ્રકુમાર હસ્યો અને બોલ્યો: "તો પછી આમ એમ ને એમ બહાર કેમ આવ્યો? ઉછીનું લેવાની મુદત શું પૂરી થઇ ગઇ? ફરીથી જઇને અસ્ત્ર-શાળામાંથી લઈ આવે ને?" પુનઃ ઇન્દ્રકુમારે હાસ્ય કર્યું. આમ ઉપરા ઉપરી હાસ્ય થતાં જોઈ રાજધર સ્વગત બોલ્યો: "હસો, ખૂબ હસો. હું પણ આ તમાશા ઉપર ખૂબ હસીશ, પણ હમણાં નહીં, સમય આવવા દો." (પ્રગટ) "ભાઈ, હું આજ શિકાર કરવા જવાનો નથી." એટલું કહી રાજધર ત્યાંથી જતો રહ્યો.

કમલાદેવીએ હવે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું: "વહાલા, તમે હવે શિકારે જાઓ, ખુશીથી હું તમને પ્રતિજ્ઞામાંથી મુક્ત કરું છું."

ઇન્દ્રકુમાર: "વારુ." તેણે ધનુષ પર તીર ચઢાવીને બહુ જ ધીરેથી કમલાદેવી તરફ ફેંક્યું. તીર કમલાના ચરણ પાસે જઇ પડ્યું. કુમારે કહ્યું: "હા! હું નિશાન ચૂકી ગયો! હવે હું શિકારે નહીં જાઉં."

કમલા: "હું સાચું કહું છું, તમે શિકારે ઘણી ખુશીથી જાઓ."

ઇન્દ્રકુમાર કાંઇ ન બોલતાં, ધનુષબાણ એક ખૂણે ફેંકી દઇને બહાર જતો રહ્યો. તેણે યુવરાજ પાસે જઈને કહ્યું: "ભાઇ, આજ શિકારે જવાનો સુયોગ નથી."

ચન્દ્રમાણિક્યે હસતાં હસતાં કહ્યું: "હું પહેલેથી જ સમજી ગયો હતો!"

## [ ૫ ]

આજે પરીક્ષા થનાર છે. રાજભવનની બહારના મેદાનમાં ઘણા લોકો એકત્ર થયા છે. પરીક્ષાનું સ્થળ પહાડી ભૂમિમાં નક્કી

કરવામાં આવ્યું છે. નીચેથી તે ઉપર સુધીની આસપાસની બધી જગ્યા લોકોથી ખીચોખીચ ભરાઈ ગઈ છે. છોકરાં ઝાડ ઉપર ચઢી બેઠાં છે.

એક છોકરાએ ઝાડ ઉપરથી ધીરે ધીરે હાથ લાંબો કરીને એક મોટા ભાયડાની પાઘડી ઉઠાવી એક બીજા ભાયડાને માથે મૂકી દીધી. જેની પાઘડી ઉઠાવી હતી તે છોકરાને પકડવા મથતો હતો પણ તેનો પ્રયાસ સફળ થયો નહીં. જ્યારે તે ઝાડ ઉપર કોઈ પણ રીતે ચઢી શક્યો નહીં ત્યારે લાચાર બનીને ઝાડની જે ડાળ ઉપર તે છોકરો બેઠો હતો તે હલાવવા મંડયો. પેલો છોકરો મોંના ચાળા કરતો કરતો એક ડાળ ઉપરથી બીજી ડાળ ઉપર વાંદરાની પેઠે કુદકા મારવા લાગ્યો. આ રીતે તે માણસની દુર્દશા અને ગુસ્સો એ સ્થળે ભારે ગમ્મત રૂપ થઈ પડયાં.

એક રબારી એક મટુકીમાં દહીં ભરીને ઘર તરફ જતો હતો. રસ્તામાં લોકોની ભારે ગીર્દી હતી, એથી તે પેલા જ ઝાડ નીચે ઊભો રહ્યો. થોડી જ વારમાં એના માથા ઉપરની મટુકી જ ઊપડી ગઈ. વાતવાતમાં તો તે મટુકી એક હાથમાંથી બીજામાં એમ કેટલે યે દૂર જતી રહી, રબારી કંઈક વાર સુધી "હેં! કયાં ગઈ?" એમ જ કહેતો ચારે તરફ જોતો રહ્યો!

એક માણસે કહ્યું: "ભાઈ, તું જબરો! દહીં સાથે મટુકી પણ હજમ કરી ગયો! તને એથી કાંઈ નુકસાન થશે, એનો યે વિચાર ન આવ્યો?"

રબારી બિચારો લાચારીથી જતો રહ્યો. હરસુ હજામ ઉપર ગામના લોકોને ખૂબ ચીઢ હતી. તેને ભીડમાં જોઈને સૌ કોઈ તેની મજાક કરવા લાગ્યા. તે જેમ જેમ ચીઢાવા લાગ્યો તેમ તેમ લોકસંખ્યા વધતી ગઈ. ચારે પાસ ચટચટ તાળીઓ પડી રહી. હજામનું મોં ક્રોધથી રાતુંપીળું થઈ ગયું. પરસેવાથી તે તરબોળ થઈ ગયો.

આખરે તેને પણ ગીર્દીમાંથી દૂર થવું પડ્યું અને ચીડાયલો ચીડાયલો ને ઘેર પાછો ફર્યો.

લોકોની ભારે ભીડમાં કંઇક નાનાં બાળકો મોટા માણસોની સાથે બેસીને તમાશો જોવા આવ્યાં હતાં તેમણે રોવાનું શરુ કર્યું. કેટલીયે જગ્યાએ કંઈ ને કંઈ જાતનો કોલાહલ મચી રહ્યો. એટલામાં પરીક્ષાના પ્રારમ્ભનું સૂચન કરનારાં વાજિંત્ર વાગવા લાગ્યાં, 'જય જય' શબ્દોચ્ચારથી દિશાઓ ગાજી રહી. હવે કોલાહલ સંભળાતો નથી. માત્ર તદ્દન નાનાં બચ્ચાંના રૂદનનો અવાજ ક્યાંક ક્યાંક સંભળાય છે, વળી પોતપોતાના માલિક સાથે આવેલાં કૂતરાં પોતાનાં મોં ઊંચા કરીને ભસવા મંડ્યાં છે. ઝાડ ઉપર બેઠેલી ચકલીઓ ત્યાંથી ભયભીત થઇ ઊડી ગઈ છે અને આકાશમાં ઊડવા લાગી છે. ચતુર કાગડા દૂરના ઝાડ ઉપર બેસીને કોઈ વાર ગર્દન હલાવે છે; તો કોઈ વાર પાંખ ફફડાવે છે અથવા તો સ્થિર ચિત્તે આ જનસમૂહ કેમ એકઠો થયો છે, તેનો વિચાર ચલાવે છે, અને છેવટે ભયનું કંઇ કારણ ન જોતાં તેઓ "કાઉં, કાઉં," કરવા લાગ્યા છે!

પ્રાતઃકાલીન સૂર્યનાં કિરણમાં ચમકતાં રત્નજડિત સુવર્ણ સિંહાસન ઉપર રાજા આવીને બેઠા રાજકુમારો પોતપોતાનાં હાથમાં ધનુષ-બાણ સમેત એક બાજુએ બેઠા. રાજસંબંધીઓ ઇત્યાદિ યથોચિત સ્થાનોએ બેઠા. ચમ્મરધારીઓ ચમ્મર હલાવવા લાગ્યા. રાજ્ય-ઝંડો રાખનાર એક ખૂણે ઝંડા સાથે ઊભો રહ્યો. બન્દીગણે સ્તુતિ શરૂ કરી. સૈન્યગણ સજ્જ સમારી યથોચિત ઊભો રહ્યો. ઢોલશરણાઈ વગાડનારાઓ ભારે ઉત્સાહમાં આવી જઇને નાચી નાચીને, માથાં હલાવી હલાવીને ખૂબ જોરથી અવાજો કાઢવા લાગ્યા. ચારે પાસ હવે પરીક્ષાની શરૂઆતની પ્રતીક્ષા જોવાઇ રહી. હવે પરીક્ષાનો સમય થયો. ઈશારાએ રાજકુમારોને તૈયાર થવા કહ્યું.

ઇન્દ્રકુમારે યુવરાજને કહ્યું: "ભાઈ, આજ તમારે જરૂર જીત મેળવવી પડશે. નહીં જીતો એ સારું દેખાશે નહીં."

યુવરાજે હસીને કહ્યું: "સારું કેમ ન દેખાય! મારું તીર લક્ષ્યભ્રષ્ટ થશે તો પણ, સંસારનું કામકાજ પહેલાં જેમ ચાલતું હતું તેમ જ ચાલુ રહેશે. તું ગમે તેમ ધારે પણ મારી જીતનો સંભવ નથી."

ઇન્દ્રકુમાર: "ભાઈ, જો તમે લક્ષ્ય વીંધશો નહીં તો હું જાણી જોઇને લક્ષ્ય ખાલી જવા દઇશ."

યુવરાજે ઇન્દ્રકુમારનો હાથ ઝાલીને કહ્યું: "બાલિશતા ન દાખવ. એથી આપણા ઉત્સાહનું નામ ડૂબશે!"

રાજધર ચિન્તાભરપૂર વીલે મ્હોંએ, ચૂપકીદીથી ઊભો રહેલો છે.

ઇશાખાંએ યુવરાજને કહ્યું: "વખત થયો!"

યુવરાજે ઇષ્ટદેવનું સ્મરણ કરીને ધનુષ હાથમાં લીધું.

લગભગ બસો હાથ દૂર પાંચ છ કેળના થાંભલા એકત્ર કરીને બાંધીને ઊભા કર્યા છે. તેના મધ્યમાં એક મોટું પાદડું લક્ષ્ય-ચિન્હ સાથે બાંધવામાં આવ્યું છે. લક્ષ્ય-ચિન્હ એક કાળો ડાઘ અંકિત કરીને નક્કી કરેલું છે. પ્રેક્ષકો અર્ધચન્દ્રકારે મેદાનને ઘેરીને ઊભા રહ્યા છે. જે તરફ લક્ષ્ય છે, તે તરફ કોઇ નથી. તે તરફ જવાનો પ્રતિબંધ છે.

યુવરાજે ધનુષ પર તીર ચઢાવ્યું. નિશાન તાક્યું. તીર ફેંક્યું. તીર લક્ષ્યથી જરાક ઉપર થઇને જતું રહ્યું. ઇશાખાંનું વદન ફીકું પડી ગયું. તેના સફેદ મોં ઉપર કાળાશ છવાઈ. પણ તે કોઇએ લ્યો નહીં. ઇન્દ્રકુમારે એવું લાગ્યું કે, જાણે ભાઈએ પોતાને તક આપવા માટે જાણી જોઇને આમ કર્યું છે. આખરે તેને ધનુષ હલાવતાં હલાવતાં ઇશાખાંને કહ્યું: "ભાઇ ધ્યાન આપીને કામ કરે તો બધું યે કરી શકે એવા છે; પણ એ કશું યે મન ઉપર લેતા નથી."

ઇશાખાં: "તારા ભાઇની બુદ્ધિ સર્વ જગ્યાએ ચાલે છે. પણ તીર આગળ ચાલતી નથી. તેનુ કારણ એ કે તેની બુદ્ધિ એવી સતેજ નથી."

ઇન્દ્રકુમારને ઇશાખાંની આ વાતથી માઠું લાગ્યું. ઇશાખાં

તેના મનનો ભાવ સમજીને ત્યાંથી ખસી ગયા અને રાજધરને કહેવા લાગ્યા: "હવે તું લક્ષ્યવેધ કર."

રાજધરઃ "વચેટ ભાઇનો હવે વારો છે. પહેલાં એમને કહો."

ઇશાખાં: "અત્યારે સવાલ જવાબ કરવાનો વખત છે? હું કહું છું તેમ કર."

રાજધરની આંખો ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ પણ તે કાંઇ બોલ્યો નહીં. તેણે ધનુષબાણ ઉઠાવ્યાં. નિશાન તાકી તીર ફેંકયું, તીર જમીનમાં જઇને ચોંટયું, તેનું તીર થાંભલાને જરાકે સ્પર્શ કરી શકયું નહીં.

યુવરાજે રાજધરને કહ્યું: "તારું તીર લક્ષ્યની ઘણું જ પાસે પહોંચ્યું હતું: પણ જરાક આઘું રહી ગયું, નહીંતર જરૂર લક્ષ્યને વીંધી નાખત."

રાજધરે સફાઇથી કહ્યું—"લક્ષ્ય તો વીંધાઇ ચૂકયું છે. આઘેથી બરાબર દેખાતું નથી."

યુવરાજ:—"નહીં, રાજધર, એ તારો ભ્રમ છે. નિશાન વીંધાયુ નથી."

રાજધરઃ—"ચોક્કસ વીંધાયું. પાસે જઇને જોતાં તરત જણાશે."

યુવરાજ એ પછી કાંઈ બોલ્યા નહીં. ઇશાખાંની આજ્ઞાથી ઇન્દ્રકુમારે અત્યંત અનિચ્છાનો ભાવ પ્રકટ કરીને ધનુષ ઉઠાવ્યું. યુવરાજે તેની પાસે જઇને મન્દ સ્વરે કહ્યું: "જો ભાઈ, હું તો અસમર્થ નીવડયો છું. મારા ઉપર ક્રોધ કરીને મારું અનુકરણ કરવું અન્યાયી થઇ પડશે. જો આજ તું લક્ષ્ય નહીં વીંધે તો તારું એ લક્ષ્ય-ભ્રષ્ટ તીર અવશ્ય મારા હૃદયમાં ભોંકાશે. હું તને આ સાચે-સાચું કહું છું."

ઇન્દ્રકુમારે વડીલ બન્ધુની ચરણરજ પોતાને મસ્તક ચઢાવી કહ્યું: "ભાઈ, તમારા આશીર્વાદથી આજે અવશ્ય લક્ષ્ય-ભેદ કરીશ; એમાં કાંઈ શંકા રાખશો નહિ."

ઇન્દ્રકુમારના તીરે લક્ષ્ય વીંધી નાંખ્યું. વાજિત્ર વાગવા લાગ્યાં. ચોપાસ જયજયકાર ધ્વનિ થઈ રહ્યો. યુવરાજે પુલકિત બનીને ઇન્દ્રકુમારને પ્રેમાલિંગન કર્યું. ઇન્દ્રકુમારની આંખો આનંદાશ્રુથી છલકાઇ ગઇ. ઇશાખાં આનન્દાવેશમાં આવી જઇ કહેવા લાગ્યા: "કુમાર, ખુદાના ફઝલથી તારી ઉમ્મર હજાર વર્ષની થાઓ."

મહારાજ જ્યારે ઇન્દ્રકુમારને ઇનામ આપવા તૈયાર થયા, ત્યારે રાજધરે તેમની પાસે જઇને કહ્યું: "આપ સર્વની ભૂલ છે. મારું જ તીર લક્ષ્યમાં જઈ ચોંટયું છે."

મહારાજ: "કદી એમ બને નહીં."

રાજધર: "મારી વાત ઉપર વિશ્વાસ ન હોય તો લક્ષ્ય પાસે જઇ આપશ્રી ન્યાય કરો." સૌ લક્ષ્યસ્થાને ગયા, ત્યાં જતાં સૌએ જોયું કે-જે તીર ધરતી પર પડેલું છે તેના ફળ ઉપર ઇન્દ્રકુમારનું નામ લખેલું છે, અને જે તીર લક્ષ્યમાં છે તેની ઉપર રાજધરનું નામ અંકિત છે.

રાજધર:—મહારાજ, હવે વિચાર કરો."

ઇશાખાં:—"જરૂર ભાથાં બદલાયલાં જણાય છે."

એ સંબંધી પણ તપાસ થઈ. ભાથાં બદલાયેલાં ન હતાં. બન્ને પાસે પોતપોતાના જ હતાં. સૌ જણ આશ્ચર્યસહિત એક બીજાના મોં સામે તાકવા લાગ્યા.

ઇશાખાં:—"ફરીથી પરીક્ષા લેવી જોઈએ."

રાજધરે ભારે ઉદાસીનતાથી કહ્યું:—"હું વારંવાર પરીક્ષા આપવા ઇચ્છતો નથી. મારા ઉપર આ પ્રકારે અવિશ્વાસ કરવો, એ ઘણો અન્યાય છે. મારે ઇનામ નથી જોઇતું. ઇન્દ્રકુમારભાઈને તે આપો." એમ કહીને રાજધરે ઇનામની તરવાર ઇન્દ્રકુમાર તરફ ધરી.

ઇન્દ્રકુમાર ઘણીજ ગ્લાનિ સહિત બોલી ઊઠયો:—"ધિક્કાર છે મને! હું તારા હાથથી આ ઇનામ શી રીતે લઈ શકું? એ તું જ લે." એમ કહીને તેણે તરવાર ઊઠાવીને રાજધર તરફ ફેંકી દીધી.

રાજધરે હસીને ઇન્દ્રકુમારને પ્રણામ કર્યો અને તરવાર લઈ લીધી.

ઇન્દ્રકુમારે રાજધરના આ વ્યવહારથી દુઃખિત બનીને રુદ્ધ કંઠ-સ્વરે પિતાને કહ્યું:—"મહારાજ, આરાકાનના રાજા સાથે થોડાક જ વખતમાં જે યુદ્ધ થવાનું છે, તેમાં જઇને હું ઇનામ મેળવવા હકદાર થઈ આવીશ. આપ મને યુદ્ધમાં જવાની આજ્ઞા આપો."

ઇશાખાંએ ઇન્દ્રકુમારનો હાથ પકડીને કડક અવાજે કહ્યું:—"તેં મહારાજનું અપમાન કર્યું છે. તેં એમની તરવાર ઉઠાવીને દૂર ફેંકી દીધી છે, તું સજાને લાયક બન્યો છે."

ઇન્દ્રકુમારે બલપૂર્વક હાથ તરછોડી નાખીને જવાબ દીધો:—"દૂર જા બુઢ્ઢા, મને અડકીશ નહીં."

વૃદ્ધ ઇશાખાં એકાએક ખિન્ન થઇને બોલ્યાઃ—"કુમાર સાહેબ આ શું? મારી સાથે આવો વ્યવહાર! શું આજ તમારો મિજાજ હાથથી ગયો છે!"

ઇન્દ્રકુમારની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. એ દશામાં તેણે કહ્યું:—'સેનાપતિજી! મને માફ કરો. આજ ખરેખર મારો મિજાજ ઠેકાણે નથી."

યુવરાજે સ્નેહપૂર્વક કહ્યું:—"બન્ધુ, આ પ્રકારે અધીર બનવાની શી જરૂર છે? સ્વસ્થ થા. ચાલ. આપણે ઘેર જઇએ."

ઇન્દ્રકુમારે પિતાના ચરણ સ્પર્શ કરીને કહ્યું:—"મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો.' યુવરાજ તરફ જોઇને તે બોલ્યોઃ—" ભાઈ, ખરેખર આજ હું હારી ગયો છું!"

રાજધરે કેવી રીતે વિજયલાભ મેળવ્યો, તે કોઇને સમજાયું નહીં.

(૬)

પરીક્ષાને પહેલે દિવસે જ્યારે રાજધરને કમલાદેવીએ ઇન્દ્રકુમારના અસ્ત્રાગારમાં પૂર્યો હતો ત્યારે એ ભાઇસાહેબે ઇન્દ્રકુમારનાં તીરોના ભાથામાંથી એક તીર કાઢીને તેના ઉપર પોતાનું નામ અંકિત કર્યું હતું અને તેને પોતાના ભાથામાં ઘુસાડી દીધું હતું. બીજું પોતાના નામથી અંકિત કરેલું તીર તેણે એવી યુક્તિથી ઇન્દ્રકુમારના ભાથામાં ખોસ્યું હતું કે સૌથી પહેલું તે જ તીર ઇન્દ્રકુમારના હાથમાં આવે. રાજધરે આ યુક્તિથી જેમ ધાર્યું હતું તેમ જ પરિણામ આવ્યું. ઇન્દ્રકુમારે દૈવયોગે રાજધરે મૂકેલું તીર જ ભાથામાંથી અજાણતાં કાઢયું હતું અને એ તીર લક્ષ્ય વીંધી ગયું હતું. રાજધરે તો ઇન્દ્રકુમારના નામનું જ તીર ફેંક્યું હતું. આ સફાઇબંધ રચેલી રચનાનો વિચાર કરતાં કરતાં રાજધરની આ ચાલાકી તેની સમજમાં આવી ગઇ. પણ એ વાત તેણે હવે ચૂંથી નહીં, માત્ર એની અશ્રદ્ધા રાજધર પ્રતિ વિશેષ વૃદ્ધિંગત થઇ.

ઇન્દ્રકુમાર મહારાજ પાસે જઇને વારંવાર કહેવા લાગ્યો:—
"આરાકાનના રાજા સાથે યુદ્ધ કરવા માટે મને મોકલો."

મહારાજ કશો ય ઉત્તર ન દેતાં, આ વિષય ઉપર વિચાર કરવા લાગ્યા. આ એ જમાનાની વાત છે કે જ્યારે ત્રિપુરા સ્વતંત્ર હતું, અને ત્રિપુરાને આધીન હતું. અત્યારે તેને લગભગ ૩૦૦ વર્ષ થયાં હશે. આરાકાનની સરહદ ચટગામની તદ્દન નજદીક હતી, એથી આરાકાનનો રાજા કોઇ કોઇ વાર ચટગામ ઉપર ચઢી આવતો હતો, આરાકાન અને ત્રિપુરાને પરસ્પર વિરોધ થવાનું એ કારણ હતું. અમરમાણિક્યને આજ કાલ આરાકાન–પતિ સાથે આ પ્રકારનો જ કલહ છે. ઇન્દ્રકુમારે યુદ્ધનો સંભવ દેખીને યુદ્ધમાં જવાની સૂચના કરી છે. રાજાએ બહુ જ વિચાર કરી જોયા પછી એવું જાહેર કર્યું કે: "ત્રણે ભાઇઓએ સાથે મળીને લડવા જવું." ૧૫૦૦૦ની સેના

એ કુમારોને સ્વાધીન કરવામાં આવી. દરેક ભાઇએ પોતાના તાબાની ૫૦૦૦ની સેના લઇને ચટગામ તરફ કુચ કરી. ઇશાખાંએ મુખ્ય સેનાપતિ તરીકે તેમની સાથે પ્રયાણ કર્યું. કર્ણફુલી (કર્ણપુષ્પ) નદીને પશ્ચિમ કિનારે તેમણે છાવણી નાખી. આરાકાનની થોડીક સેના આ પાર છે. આરાકાનનો રાજા અસંખ્ય સેના સાથે નદીની પેલી પાર છે અને કેટલીક સેના આ પાર છાવણી નાંખી રહી છે. તેના ૨૨૦૦૦ સૈનિકો લડવા માટે તૈયાર થઇને નદીને પશ્ચિમ કિનારે, હુમલાની વાટ જોતા બેસી રહ્યા છે.

લડાઇનું મેદાન પહાડી ભૂમિમાં જ હતું. સામસામા બે પહાડો ઉપર ઉભય પક્ષની સેનાઓ પડી છે. બંને સેનાઓ જો લડવા માટે ઉદ્યુક્ત થાય તો એ બે પહાડોની વચ્ચે આવેલા પ્રદેશમાં ઝપાઝપી થવાનો સંભવ છે. પહાડની ચારે તરફ એક સઘન વન આવેલું છે. પહાડની આસપાસ વસતા લોકોનાં ઘર ખાલી પડેલાં છે. એ લોકો ઘર છોડીને નાસી ગયેલા છે.

બન્ને બાજુની સેનાઓ એક સપ્તાહથી પરસ્પર આક્રમણ કરવાની મુરાદ રાખી રહી છે. ઇન્દ્રકુમાર યુદ્ધ કરવા ઘણો આતુર છે; પરન્તુ યુવરાજ એમ ચાહે છે કે પહેલાં શત્રુની સેના ભલે હુમલો લાવે. આથી તેઓ વિલમ્બ કરે છે. પણ આરાકાનની સેના પોતાની જગ્યાએથી ખસતી નથી. સ્થિર ભાવે પડી રહી છે. આખરે ઇન્દ્રકુમારે શત્રુ–સેના ઉપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો.

આખી રાત હુમલાની તૈયારીઓમાં વીતી ગઇ. રાજધરે કહ્યું: "ભાઈ, તમે બન્ને દસ હજારની ફોજ લઇને હુમલો કરો, અને પાંચ હજારની સેના મારી પાસે રહેવા દો. જરૂરને પ્રસંગે તે કામ લાગશે." ઇન્દ્રકુમારે હસીને કહ્યું: "હું સમજી ગયો. રાજધર અમારાથી અલગ રહેવા ધારે છે!"

યુવરાજ: "નહીં, તારો એ વિચાર બરોબર નથી. રાજધર ખરું કહે છે." ઇશાખાંએ પણ રાજધરની આ સૂચના સ્વીકારી.

યુવરાજ અને ઇન્દ્રકુમારે દસ હજાર સૈનિકોને પાંચ ભાગમાં વહેંચી નાખ્યા અને દરેક ભાગના બબ્બે હજાર સિપાઇઓને એવો હુકમ ફરમાવ્યો કે એકી સાથે એક જ વખતે પાંચે ભાગોએ શત્રુઓ ઉપર હુમલો કરવો જેથી તે છિન્નભિન્ન થઈ જાય. સૌથી આગળ તીરન્દાજ, તે પછી તરવારવાળા, તે પછી બરછીવાળા, પાયદળ અને સૌથી છેલ્લા ઘોડેસ્વારો, આ પ્રમાણે સેના આગળ ચાલી. આરાકાનની મગજાતીય સેના વાંસથી ભરપૂર એક ગાઢ જંગલમાં મોરચો માંડીને પડી હતી. પહેલા દિવસના હુમલાથી કશું વળ્યું નહીં. ત્રિપુરાની સેના દુશ્મનોની ફોજને પાછળ હઠાવી શકી નહીં.

[૭]

બીજા દિવસની લડાઇનું પણ કંઇ પરિણામ આવ્યું નહીં, જ્યારે અર્ધી રાત ગઇ અને જે વખતે બન્ને બાજુની સેના વિશ્રામ લેતી હતી, જે વખતે બન્ને દળના પડાવોમાં ક્યાંક ક્યાંક તાપણા સળગી રહ્યાં હતાં, ગીધડાંનાં ઝૂંડ ને ઝૂંડ લડાઇના મેદાનમાં એકત્ર થઇને જાણે કપાયલા હાથપગવાળાં મડદાંને જોઈને એક સાથે રોઇ ઊઠતાં હતાં, તે વખતે પોતાની છાવણીમાંથી બેએક કોશ દૂર કર્ણફૂલી નદી ઉપર નાવને શ્રેણીબદ્ધ બાંધીને રાજધર પોતાની ૫૦૦૦ સેનાને સાથે લઇને નાવનો પુલ બનાવવામાં રોકાયો હતો. સાથે એક મશાલ પણ નથી. કોઇ કંઇ બોલતું પણ નથી. પુલની તૈયારી પૂરી થતાં રાજધર ઘણી સાવધાનીથી એ પુલ ઉપરથી પોતાની સેનાને ઉતારવા લાગ્યો. નાવની નીચે અન્ધકારમાં જેમ નદીનો પ્રવાહ વહી રહ્યો છે તેમ તેની ઉપર પણ મનુષ્યોનો સ્રોત વહી રહ્યો છે. નદીમાં પૂર આવેલું છે, એથી સૈન્યગણ ધણું ઊતરે છે. રાજધરને સેનાધિપતિ ઇશાખાંએ એવો આદેશ આપેલો છે કે, આજ રાત્રે ચૂપચાપ પોતાની સેના સાથે તેણે નદીના જલપથની ઉત્તર તરફ જવું અને કિનારે ઊતરી શત્રુદલની પાછળ આવેલા જંગલમાં છુપાઇ રહેવું. યુવરાજ અને ઇન્દ્રકુમાર

સવારમાં શત્રુસેના ઉપર સામેથી આક્રમણ કરશે. જ્યારે દુશ્મનનું સૈન્ય લડતાં લડતાં થાકી જાય, ત્યારે સંકેત પ્રમાણે રાજધરે પાછળથી એકાએક શત્રુસેના ઉપર તૂટી પડવાનું છે. આથી આ પ્રમાણે નાવના પુલનો બંદોબસ્ત કરવામાં આવેલો છે. પરન્તુ રાજધર ઇશાખાંની વાત માને એવો ક્યાં પાંશરો છે? તે પોતાની સેના સાથે નદીપાર તો થયો પણ તેણે પોતાના મનમાં જુદો જ નિશ્ચય કરેલો છે અને તે કોઇને જાહેર કરતો નથી. તે પોતાની સેનાને સાથે લઇને નિઃશબ્દ આરાકાનના રાજાના તંબુ તરફ ચાલ્યો. ચારે પહાડ છે. વચમાં પહાડી જમીનની મધ્ય ભાગમાં તંબુ આવેલો છે. તેમાં સૌ કોઇ નિર્ભયપણે સૂતા છે. તંબુની આસપાસ તાપણાં સળગે છે. તેના પ્રકાશમાં દૂરથી એ જગ્યાનો કંઇક વિશેષ આભાસ પડે છે. પહાડ ઉપર ગાઢ જંગલ આવેલું છે. એ જંગલની વચ્ચે થઇને રાજધરની સેના સાવધાનતાપૂર્વક પહાડની બીજી તરફ નીચે ઊતરવા લાગી. વર્ષાનું પાણી જેમ પહાડ ઉપરથી ઢળી ઢળીને નીચે પડે તેમ હથીઆરબંધ સિપાઇઓ અંધારી રાતમાં જ્યાં ત્યાંથી નીચે પડવા લાગ્યા. જ્યારે બધા ઊતરી રહ્યા ત્યારે ધીરે ધીરે તંબુ તરફ તેઓ જવા લાગ્યા. ત્યાં પહોંચતાં જ પાંચે હજાર માણસોએ ‘હર હર મહાદેવ” એવી સામટી ગર્જના કરી મૂકી. એ શબ્દોથી જાણે રાજાનો નાનો તંબુ ફાટી ગયો. સુતેલાઓ “શું છે? હેં!” એમ કહેતા સફાળા ઊઠીને બહાર નીકળી આવ્યા. કેટલાકને એ દુઃસ્વપ્ન લાગ્યું; કોઇક ભૂતનો ઉત્પાત સમજ્યો અને કોઇક તો બબુચક જેવા ચૂપ થઇને ઊભા રહ્યા.

રાજાને સહેલાઇથી બન્દીવાન કરવામાં આવ્યો. રાજાએ કહ્યું:– “મને કેદ કરવાથી કે મારી નાંખવાથી લડાઇ બંધ પડશે નહીં. મારા પછી તરત જ મારા સૈનિકો હામચૂ પામૂને રાજા બનાવતાં લડાઇ જેમ ચાલે છે તેમ જ ચાલશે. છતાં પણ હું હાર સ્વીકારીને સંધિપત્ર લખી આપું છું. મારાં બન્ધન છોડી નાંખો.”

રાજધરને તો એ જ જોઈતું હતું. આરાકાનના રાજાએ પરાજય સ્વીકારીને સન્ધિપત્ર લખી આપ્યું. હાથીદાંતનો બનાવેલો એક અતિમૂલ્ય મુકુટ, પાંચસો મણિપુરી ઘોડા અને ત્રણ મોટા હાથી ઉપહાર તરીકે આપવામાં આવ્યા. આ પ્રકારે અનેક વ્યવસ્થા કરતાં કરતાંમાં પ્રાતઃકાલ થયો. સૂર્ય ભગવાન દેદીપ્યમાન થયા. અંધારી રાતમાં જે લોકો ભૂતનો ઉત્પાત માની બેઠા હતા તેમને હવે સમજાયું કે એ તો મનુષ્ય-ઉત્પાત જ હતો! આરાકાનની આખી સેના શરમિંદગીમાં પડી જઈ પસ્તાવા લાગી. ચારે તરફ મોટા મોટા પહાડ પહાડ સૂર્યપ્રકાશમાં જાણે એ સેનાની લજ્જા નિહાળતા ચુપકીદીથી ઊભા રહ્યા છે.

રાજધરે આરાકાનના રાજાને કહ્યું: “હવે ઢીલ ન કરશો. તરત જ યુદ્ધ બંધ કરવાનું હુકમનામું કાઢો. પેલી પાર ત્રિપુરાની સેના સાથે જે ભયંકર લડાઈ શરૂ કરી દેવાઈ છે, તે રોકો.”

આરાકાનના રાજાએ સત્વર યુદ્ધ બંધ કરવાના હેતુથી એક આજ્ઞાપત્ર લખી દૂત સાથે સેનાપતિ ઉપર મોકલી આપ્યું. એ દૂતની સાથે થોડીક સેના પણ મોકલવામાં આવી.

## [ ૮ ]

જે વખતે પ્હો બરાબર ફાટયો ન હતો, તે વખતે યુવરાજ અને ઇન્દ્રકુમારે સેનાને બે વિભાગમાં વહેંચીને પૂર્વ અને પશ્ચિમ તરફ આરાકાનની સેના ઉપર હુમલાઓ કરવા માંડયા. રૂપનારાયણ હજારીએ સેનાની સંખ્યા ઓછી જોઈને કહ્યું:—“આપણી સાથે પાંચ હજાર સૈનિકો વધુ રાખ્યા હોત તો કાંઈ ચિંતા રહેત નહીં.”

ઇન્દ્રકુમાર:—“ત્રિપુરારી ભગવાનની કૃપા હશે તો આટલી જ સેનાથી જીતીશું. અને જો તેની કૃપા નહીં હોય તો આપણે જરૂર સંકટમાં ફસીશું. ત્રિપુરાવાસીઓ જેટલા ઓછા મરે તેટલા ઠીક. શંકરની કૃપાથી આજ આપણે અવશ્ય જીત મેળવીશું.” એમ કહીને

ઇન્દ્રકુમારે "હર હર મહાદેવ"ના નિનાદ સાથે જોરથી પોતાના ઘોડા ઉપર સવાર થઇને શત્રુઓ ઉપર હુમલો કર્યો. તેના તીવ્ર તેના ઉત્સાહથી સૈનિકોમાં ચારે પાસ ઉત્સાહ ફેલાઇ રહ્યો. ઉષ્ણુ કાલના દિવસોમાં દક્ષિણુ દિશાનો પવન ફૂંકાતાં જેમ ઘરનાં છાપ-રામાં આગ વિશેષ જોરથી ફાટી નીકળે છે તેમ તેની સેના ઉત્સાહ પામીને દોડવા લાગી. તેની ગતિને કોઇ રોકી શક્યું નહીં; દુશ્મનોનો દક્ષિણુ બાજુનો મોરચો તૂટ્યો. બન્ને બાજુની સેના સામસામી થઈ ગઈ. તરવાર અને બરછીઓનો ઉપયોગ શરૂ થયો. ખેતરમાં જેમ ઘાસ કાપવામાં આવે તેમ ફટાફટ શત્રુ સેનાનાં શિર ધડથી કપાઇને જુદાં થવા લાગ્યાં. પણુ ઇન્દ્રકુમારના ઘોડાએ દગો દીધો. તેનો પગ કપાઈ જવાથી તે જમીન ઉપર પડી ગયો. ઇન્દ્રકુમાર પણુ તેની સાથે પડયો. ચારે બાજુ ધાંધલ મચી રહ્યું પણુ ઇન્દ્રકુમાર સ્ફૂર્તિથી પાછો ઊઠયો અને એક બીજા અશ્વ ઉપર સ્વાર થઇને બમણુા જોશથી શત્રુઓની વચમાં ઘૂમવા લાગ્યો. સૂર્યપ્રકાશમાં ચમકતી તેની તરવાર શત્રુ-સેનાના લોહીથી રંગાઇને લધુ દેદીપ્યમાન જણુાવા લાગી. ઇન્દ્રકુમાર વારંવાર "હર હર મહાદેવ"ના પોકાર જગાવતો હતો. તેનું પ્રબલ સાહસ જોઇ મગસેના તેની ઉપર હલ્લો કરવાનું સાહસ કરી શકી નહીં. શત્રુઓએ હવે એક પ્રપંચ રચ્યો. તેઓ ઇન્દ્રકુમારની સેના આગળથી દૂર ખસી ગયા અને યુવરાજના સૈન્ય ઉપર આક્રમણુ કરવા લાગ્યા. મગસેનાના બળ આગળ યુવરાજની સેના ટકી શકી નહીં. તે અસ્તવ્યસ્ત થઈ ગઇ. કોણે કઇ તરફ જવું, તેની સમજ પડી નહીં. તે નાસવા લાગી. તેને રોકવા માટે યુવરાજે અને ઇશાં-ખાંએ બહુ પ્રયત્ન કર્યો પણુ વ્યર્થ. પાસે જ ક્યાંક રાજધરની સેના છુપાઇ રહી હશે. તેને મદદ માટે બોલાવવાને ઇશાખાંએ વારંવાર રણુશિંગડું ફૂંક્યું, પણુ રાજધરની સેનાના આગમનનાં કાંઇ લક્ષણુ જણુાયાં નહીં.

ઇશાખાં ગુસ્સે થઇને કહેવા લાગ્યાઃ—"તેને બોલાવવો નિરર્થક

છે. તે આવા કટોકટીને વખતે જાણી જોઇને બહાર આવશે નહીં." તે ઘોડા ઉપરથી ઊતરીને પશ્ચિમ તરફ મોં રાખીને જલ્દી જલ્દી નમાજ પઢવા લાગ્યા. આખરે પોતે મરવા માટે તૈયાર બનીને, જાણે પોતાનો દેહ છે જ નહીં એમ માનીને ઘણી વીરતાથી શત્રુઓ સાથે લડવા લાગ્યા. ચારે તરફથી મૃત્યુ જેટલું તેને ઘેરવા લાગ્યું તેટલું જ જાણે યુવાનીનું જોશ તેમના શરીરમાં પ્રવેશવા લાગ્યું.

ઇન્દ્રકુમાર શત્રુની સેનાને ખૂબ હેરાન કરીને વિજય પ્રાપ્ત કરીને પાછો ફરતો હતો ત્યાં તેણે જોયું કે યુવરાજનું લશ્કર પાછું નાસી જાય છે. તરત જ તે સૈનિકો પાસે ગયો અને તેમનામાં ઉત્સાહ આણીને તેમને પાછા લડવા માટે તેડી લાવ્યો હતો. યુવરાજના થોડાંક માણસો ઢંગધડા વિના અહીં તહીં શત્રુ સેના સાથે લડતાં હતાં. પાછા આણેલા લશ્કરીઓ તેમને કાંઇ મદદરૂપ થઇ પડયાં નહીં. એ વખતે રાજધર તરફથી મદદ આવી પહોંચે એવી તીવ્રઇચ્છા પ્રદર્શિત થઇ અને બ્યુગલ વારંવાર વગાડવામાં આવ્યું; પણ તેનો કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહીં.

આ સમયે એકાએક જાણે મન્ત્રવત્ સૌ ખચકી ગયા. મગ-જાતિની સેના જ્યાં હતી ત્યાં જ ચિત્રવત્ ખડી થઇ રહી. આરાકાનના રાજાની સેનામાંથી સન્ધિની પતાકા લઇને કેટલાક સૈનિકો આગળ આવ્યા. આરાકાનના રાજાએ પોતાની હાર કબૂલ રાખી છે, એ જાણીને ત્રિપુરાસેના હર્ષથી કૂદવા લાગી. 'હર હર મહાદેવ'' નો ગંભીર કલરવ જાણે આકાશપટને હચમચાવી રહ્યો. મગસૈનિકો બારે આશ્ચ-ર્યથી એક બીજાનું મોં જોવા લાગ્યા.

## [ ૯ ]

રાજધર જ્યારે જીતનો ઉપહાર લઇને પોતાના ભાઇઓની છાવણીમાં આવ્યો ત્યારે તે ખૂબ હસતો હતો. અટ્ટહાસ્યથી તેની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. તેણે ઇન્દ્રકુમારને હાથીદાંતનો

મુકુટ દેખાડીને કહ્યું:—"જો ભાઇ, યુદ્ધની પરીક્ષામાં ઉત્તીર્ણ બનીને મેં આ બક્ષિસ મેળવી છે !"

ઇન્દ્રકુમાર ક્રુદ્ધ થઇને બોલ્યો:—"યુદ્ધ ! યુદ્ધ તેં ક્યારે કર્યું ? યુદ્ધની પરીક્ષા તેં ક્યારે ઉત્તીર્ણ કરી ? એ બક્ષિસ તારી નથી. એ મુકુટ યુવરાજ પહેરશે !"

રાજધર—"તે હું જીતીને લાવ્યો છું ! આથી પહેલાં તે મુકુટ હું પહેરીશ અને પછી બીજુ કોઈ ભલે પહેરે."

યુવરાજ:—"રાજધર ખરું કહે છે. એ મુકુટ રાજધરને જ મળવો જોઇએ."

ઈશાખાંએ ચીઢાઈને રાજધરને કહ્યું:—"તારી હોંશિયારી તો ખૂબ વધી પડેલી જણાય છે. એ મુકુટ પહેરીને તું ત્રિપુરાના લોકો આગળ જઈશ ? તું સેનાપતિની આજ્ઞાભંગ કરીને લઢાઇમાંથી નાસી ગયો હતો, એ કલંક આ મુકુટની અંદર છૂપાવી નહીં શકાય. તું એક ભાંગેલું હાડકું માથા ઉપર બાંધીને પછી દેશમાં આવજે, તારા શિર ઉપર એ જ શોભશે."

રાજધર:—"ખાં સાહેબ, હવે તો તમારા મોંમાંથી ખૂબ વાતો વાતો ફૂટી નીકળતી જણાય છે. ! મેં યુદ્ધમાંથી નાસી જઇને તમારા પ્રાણ બચાવ્યા ન હોત તો તમે આટલી વાર જીવતા ક્યાંથી હોત ? એની કૈં ખબર છે ?"

ઈન્દ્રકુમાર:—"જ્યાં હોત ત્યાં હોત, પણ કાંઇ લડાઇથી ડરીને કોઈ જગ્યાએ છુપાઈ બેસત તો નહીં ?"

યુવરાજ:—"ઇન્દ્રકુમાર, તું ન્યાયની રીતે બોલતો નથી. તારે સત્ય વાત કહેવી જોઈએ, રાજધર ન હોત તો આજ આપણા ઉપર વિપત્તિનાં વાદળ જ ધસી પડત."

ઈન્દ્રકુમાર:—"ભાઈ, તમે આ શું કહો છો ? રાજધર આપણી સાથે આવ્યો ન હોત તો કાંઇ હાનિ થાત નહીં. આ મુકુટ તેના વિના હું જ જીતી લાવ્યો હોત. રાજધર આ મુકુટ ચોરી કરીને

લાવ્યો છે. હું એ મુકુટ યુદ્ધમાં જીતીને લાવ્યો હોત અને આપને જ પહેરાવત. હું પોતે તો પહેરત જ નહીં."

યુવરાજે પોતાના હાથમાં મુકુટ લઈને રાજધરને કહ્યું: "ભાઈ, તેં જ આજે વિજય પ્રાપ્ત કર્યો છે. તું ન હોત તો આજ અમારી શી દુર્દશા થાત તે કહી શકાતું નથી. આટલી થોડી સેનાથી અમે શું કરી શકત? હું મારે હાથે જ આ મુકુટ તને પહેરાવું છું." એમ કહીને યુવરાજે મુકુટ તેને પહેરાવ્યો,

આ જોઈ ને ઇન્દ્રકુમારનું કાળજુ જાણે ચીરાઈ ગયું. તે બૂમ પાડીને કહેવા લાગ્યો કે—"મેં તમારી સાથે રહીને તમારા દેખતાં રણાંગણમાં યુદ્ધ કર્યું છે, છતાં મારી જરાકે પ્રશંસા નહીં અને રાજધરે રાતની વખતે જઈ ને મુકુટની ચોરી કરી તેનાં ખૂબ વખાણ! શું મેં રણભૂમિમાં જરાકે કાયરપણું દાખવ્યું છે? જરાકે આરામ પણ લીધો છે? ભાઈ, તમે શું જોઈને રાજધરને આટલો બધો વખાણો છો! રાજધર સિવાય શું કોઈ પણ તમને સંકટમાંથી ઉગારત નહીં?"

યુવરાજે ક્ષુબ્ધ થઈને કહ્યું: "ભાઈ, હું તારા પરાભવની વાત કરતો નથી. તેં તો—"

ઇન્દ્રકુમાર યુવરાજની વાત સાંભળવા ઊભો રહ્યો નહીં અને ઘણો જ ગુસ્સે થઈને ત્યાંથી ચાલ્યો ગયો.

ઈશાખાંએ યુવરાજને કહ્યું: "યુવરાજ, મુકુટ કોઈ ને પણ અર્પણ કરવાનો તને અધિકાર નથી. હું સેનાધિપતિ છું. મારી ઇચ્છા હશે તેને હું એ મુકુટ આપીશ." એટલું કહીને ઈશાખાંએ રાજધરના માથા ઉપરથી મુકુટ ઉતારી લીધો અને યુવરાજને પહેરાવવા તેની તરફ તેઓ આગળ વધ્યા --

યુવરાજે તરત જ કહ્યું: "નહીં; એ મુકુટ હું ધારણ કરવાની ઇચ્છા રાખતો નથી—"

ઈશાખાં: "જો તું નહીં પહેરે તો કોઈ થી પણ પહેરી શકાશે નહીં" એમ કહીને તેણે પોતાના પગની ઠોકર મારીને મુકુટને કર્ણ-

ફૂલી નદીના જળમાં ફેંકી દીધો ! એ પછી કહ્યું: "રાજધરે યુદ્ધના નિયમોનો ભંગ કર્યો છે. આ મુકુટ લાવવા માટે તે સજાને પાત્ર થયો છે."

## [૧૦]

ઇન્દ્રકુમાર પોતાની સેના લઇને જતો રહ્યો. યુદ્ધ પૂરું થયું, એમ જાણીને યુવરાજની સાથે સેના પોતાના તંબુઓ સમેટી લઇને દેશમાં પાછી ફરવાની તૈયારીઓ કરી રહી છે. એ સમયે સહસા વિઘ્ન નડયું.

ઇશાખાંએ જ્યારે મુકુટ નદીમાં ફેંકી દીધો ત્યારે રાજધરે મનમાં ને મનમાં કહ્યું: "ઠીક છે. હું બતાવીશ કે મારા વિના તમારો ઉદ્ધાર શી રીતે થશે ?"

રાજધર પોતાના મામાના દીકરા પાસે જઇ કહેવા લાગ્યો:– 'ધુરંધર, મુકુટ જે જગ્યાએ ગયો છે તે જ કર્ણફૂલીના જળમાં મારા યુદ્ધનો જય પણ હું વિસર્જન કરીશ.'

ધુરંધર—શું જીતીને ફરી હારીશ ?

રાજધર—હા, આ વખતે હારને જીતીશ. ઇન્દ્રકુમારના અહંકારને ધૂળમાં મેળવી દીધા સિવાય હું પાછો ફરીશ નહીં. મારા હાથની જીત એ નહીં સ્વીકારે ? જોઉં છું કે, આ વખતે એ પોતે એકાએક કેમ કરીને જીતી શકે છે !

ધુરંધર—ભાઈ, એટલો બધો નિશ્ચિત ન થતો–દૈવવશાત્ એ કદાચ જીતી પણ જાય ! ખરી વાતમાં ખાર શો ? યુદ્ધવિદ્યા ઇન્દ્રકુમાર સારી રીતે શીખ્યો છે.

રાજધર—ઠીક છે. એ બધા વિચારો પછીથી થશે. અત્યારે એક કામ કરવું પડશે. આરાકાનરાજ સૈન્ય લઈને કાલે સવારે જ ચાલ્યા જવાના છે. વાત એવી છે કે, જ્યાં સુધી, તેઓ ચટગામની સીમા પાર કરીને ચાલ્યા ન જાય ત્યાં સુધી, તેમના સેનાધિપતિઓ

આપણી છાવણીમાં કેદ રહે! ને છાવણી ઉપાડે તે પહેલાં જ, આજ રાત્રે તું છાનોમાનો મારો કાગળ લઇ તેમની આગળ જજે.

ધુરંધર—કાગળમાં શું લખ્યું છે તે મારે જાણવું જ જોઇએ, કેમકે, કદાચ એકાદ બે વાત કહેવાની જરૂર પડે તો એથી કરીને તે પ્રમાણે કહીને, કામ પૂરું કરીને આવી શકું.

રાજધર—મેં લખ્યું છે કે, હું અપમાનિત બન્યો છું. અને તેથી મારા ભાઈઓ પાસેથી વિદાય લીધી છે, મારું પાંચ હજારનું સૈન્ય લઇને, હું ઘેર ચાલ્યા જવાનું બહાનું કાઢી, દૂર ચાલ્યો જઇશ ઇન્દ્રકુમાર પણ ભાઈ ઉપર રીસ કરીને ચાલ્યો ગયો છે. સૈનિકો પણ, યુદ્ધ પતી ગયું એમ જાણીને પાછા ફરવા તૈયાર થઇ રહ્યા છે —આવી તકે આરાકાનરાજ જો એકાએક આક્રમણ કરે તો તેથી ત્રિપુરાના સૈન્યનો પરાજય થાય.

ધુરંધર—પરાજય તો થશે-પણ ત્યાર પછી? તું પણ છેવટ 'હાય હાય' કરીને મરીશ નહીં કે? જો કદી આગ લગાડવી હોય તો પ્રથમ પોતાના ઘરને સંભાળીને પછી લગાડવી જોઈએ.

રાજધર—મને સાવધાન કરવાને માટે, મારે બીજા કોઈની બુદ્ધિની જરૂર નથી. તું તારે તૈયાર થા—જોજે કે આ બાબતમાં કોઈ પણ કશું જાણવા ન પામે-આપણા સૈનિકો પણ નહીં! કદી કોઈ ને સંદેહ આવ્યો તો બધું યે ધૂળમાં મળી જશે!

ધુરંધર—જો રાજધર, મને સાવધાન કરવાને માટે પણ બીજા કોઈની બુદ્ધિની જરૂર નથી. તું નિશ્ચિત રહે.

## [૧૧]

ઇન્દ્રકુમાર સ્વતંત્ર થઇ જતો રહ્યો. યુવરાજ જ્યાં દેશમાં પાછો ફરતો હતો ત્યાં શત્રુએ એકાએક તેના ઉપર આક્રમણ કર્યું. રાજધર ક્યાં ગયો તે જણાયું નહીં. યુવરાજ પાસે ૩૦૦૦ માણસો જ બાકી છે. આ સ્થિતિમાં ઇશાખાંએ કહ્યું—યુવરાજ, અલ્લાનું સ્મરણ કરો! આજ

ઘણો સખ્ત સમો આવ્યો છે.

યુવરાજ—સખ્ત શાનો, ખાં સાહેબ! ભગવાનની ઇચ્છા થાય ત્યારે મરવું પણ સખ્ત નથી, બચવું પણ સખ્ત નથી. સઘળું સહજ છે!

ઇશાખાં—મહારાજ તમને બધાંને મારા હાથમાં સોંપીને નિશ્ચિત હતા; અને એટલા માટે મારા સામે આક્ષેપ થાય છે! નહીં તો યુદ્ધક્ષેત્રમાં મૃત્યુ એ તો લગ્નશૈયાની નિદ્રા છે. યુવરાજ, તમે નાસવાનો યત્ન કરો—યુદ્ધનો ભાર મારા ઉપર ભલે રહ્યો.

યુવરાજ—તમે મારા અસ્ત્ર-ગુરુ; અને તમારે મોંએ આવો ઉપદેશ? એ ઘટતું નથી! તે સિવાય બીજો રસ્તો પણ ક્યાં નથી? મરવાને માટે જેવી સારી તક આજે મળી છે તેવી નાસવાને માટે નથી. હે હરિ, બાજી તારે હાથ છે!

ઈશાખાં—પણ ભાઈ, હૈયામાં એક પ્રકારની આગ સળગે છે. ઇન્દ્રકુમાર રીસે ભરાઇને દૂર ચાલ્યો ગયો; તેના એ અપરાધની શિક્ષા આપવાને માટે ઘણે ભાગે હું જીવતો રહી શકીશ નહીં.

યુવરાજ—જો આપ કદી જીવતા ન રહેવા પામો તો, સેનાપતિજી એના કરતાં એની સજા વિશેષ કઈ? એ તમને પિતાતુલ્ય ગણે છે.

ઈશાખાં:—યા અલ્લા! એ વાત ખરી છે, ભાઈ, આજ મને જણાય છે કે, મને સમય નહિ મળે; જો કદી તમને તક મળે તો એને કહેજો કે, ઇશાખાં જીવતો રહ્યા હોત તો, તને સજા આપત—પણ, મરણ પહેલાં તને ક્ષમા કરી છે! બસ, હવે વખત નથી—જાઉં છું ભાઈ, એક વાર ભેટી લઇએ આવ.

એટલું કહીને ઇશાખાંએ યુવરાજને આલિંગન કર્યું અને કહ્યું: "ભાઈ, હું અલ્લાને હાથ તને સોંપું છું. તે તારું રક્ષણ કરો."

યુવરાજ—ખાંસાહેબ, આટલા બધા દિવસોમાં મેં આપના કેટલા અપરાધ કર્યા છે! એ સર્વ માફ કરતા જાઓ!

ઇશાખાં—ભાઇ, હું તને જન્મકાળથી જ જોતો આવું છું. કોઇ દિવસ તેં કોઇ પણ અપરાધ, જમે થવા દીધો નથી. તરત ને તરત જ બધા નિકાલ કરી નાંખ્યા છે—આજ હું માફ કરું એવું કશું બાકી નથી. તારો નિર્મલ પ્રાણ કદી અલ્લા આજે લઇ લે તો, એના સ્વર્ગોદ્યાનમાં કોઇ પણ ફૂલની પાસે, તે મ્લાન થશે નહિ.

થોડી વાર પછી ઇશાખાંએ પુનઃ કહ્યુંઃ "હવે વિલંબ કરવો ઉચિત નથી. ચાલ, આપણે ઉત્સાહથી શત્રુ સાથે લડીને દેહવિસર્જન કરીએ."

એટલું કહીને ઇશાખાંએ શત્રુસેનાનું જે બાજુએ ઓછું સૈન્ય હતું તે તરફ વેગથી અશ્વ દોડાવ્યો. ત્રિપુરાની સેના નાસવાનો કોઇ માર્ગ ન જોઇને, મરવાની જરાકે દરકાર કર્યા વિના દીવાના સૈન્યની માફક યુદ્ધ કરવા લાગી. ઇશાખાંએ બન્ને હાથમાં બે તરવારો લીધી હતી. તેની વીરતા જોઇને શત્રુસેના ચકિત થઇ ગઇ. કોઇની હિમ્મત ન હતી કે તેની સામે જઇને કેદ કરવા યત્ન કરે. કોઇ પણ શત્રુ તેની આગળ ખડો રહી શક્યો નહીં. શત્રુઓએ દૂર જઇને તેના ઉપર બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો. રણભૂમિ સમીપ એક નાનું સરખું પાણીનું વહેળું હતું તેનું પાણી લોહીથી લાલ બની ગયું.

ઇશાખાં દુશ્મનોના દળમાં ઘૂમતો ઘૂમતો એક પહાડના શિખર સુધી પહોંચી ગયો. એ સમયે એક તીર અચાનક તેના શરીરમાં ભોંકાયું. તે 'અલ્લા'નું નામ દઇને ઘોડા ઉપરથી નીચે પડી ગયો. ફરી ઊઠવા પામ્યો નહીં.

યુવરાજના ઘૂંટણમાં એક તીર પેસી ગયું. પડખામાં પણ એક તીર વાગ્યું. તેના હાથીનો મહાવત માર્યો ગયો. હાથીને પણ બાણ વાગ્યાં, જેથી તે ગાંડા માફક ગમે ત્યાં દોડવા લાગ્યો. આખરે નાસતો નાસતો તે હાથી સૈન્યથી વિખુટો પડી ગયો. યુવરાજે તેને પાછો ફેરવવાને બહુયે યત્ન કર્યો પણ નિરર્થક! યુવરાજને પોતાને પડેલા ઘામાંથી હવે રૂધિર વહેવા લાગ્યું. કર્ણફૂલી નજદીક હાથી જઈ

પહોંચ્યો; તે તખતે યુવરાજ પોતાને થયેલા જોખમથી મૂર્છિત થઇને હાથી ઉપરથી નીચે પડી ગયો.

[૧૨]

રાત્રિનો સમય છે. ચન્દ્રમા ઉદિત થયો છે. બીજા દિવસોએ રાત્રે ચન્દ્રમાનો જે પ્રકાશ મેદાનની હરિયાળી ભૂમિ ઉપરનાં અનેક પ્રકારનાં નાનાંનાનાં જંગલી ફૂલો ઉપર પડતો હતો તે આજ શસ્ત્ર-સહ મનુષ્યોના કપાયલા હાથ, પગ, મસ્તક અને નિર્જીવ શરીરો ઉપર પડી રહ્યો છે. સ્ફટિક સમાન જે સ્વચ્છ જળમાં ચંદ્રમાનું પ્રતિબિંબ નાચ્યા કરતું હતું તેમાં આજે મરેલા ઘોડાઓની લાશોની લાશો પડેલી છે. એ સ્રોતનું જલ આજ તદ્દન રક્તમય બની ગયું છે. દિવસે મધ્યાહ્ન કાળના તડકામાં જે સ્થળે મૃત્યુનું ભયંકર નૃત્ય થઇ રહ્યું હતું, દિવસે જ્યાં ભય ક્રોધ, નિરાશા અને હિંસાના તરંગની લહરીઓ છવાઇ રહી હતી, જે રણભૂમિનું સ્વચ્છ આકાશ શસ્ત્રાસ્ત્રોના ઝણઝણાટથી, અશ્વોના હણહણાટથી, ઉન્મત્તવત સેનાના રૂદ્ર રૂપ કિલકિલાટથી, ઘાયલ થયેલાંઓના આર્તનિનાદથી, અને રણ-શૌર્ય ચઢાવનારાં વાજિત્રના હમહમાટથી જાણે મથિત થઇ રહ્યું હતું, તે આજ આ ચાંદનીની અબાધ શાન્તિમાં વિષાદ ધારણ કરીને જાણે સુઈ રહ્યું છે, અને જાણે મૃત્યુની નૃત્ય—લીલા જામી ગઈ છે. રણાં-ગણ રૂપ આ મોટી નાટકશાળાનાં પાત્રો જાણે પોતપોતાના વેશ બજવી રહીને હવે નિદ્રિત થઇ ગયાં છે. ઉત્સવનું અહીં નામ નથી. સર્વત્ર ભયંકરતા અને નિઃશબ્દતા છવાઈ રહી છે. એક તરફ ઊંચા પહાડોની વિસ્તૃત છાયા અને બીજી તરફ ચન્દ્રમાનો પ્રકાશ દેખાઇ રહ્યાં છે. ચાંદનીમાં ક્યાંક ક્યાંક મોટાં મોટાં વૃક્ષ દેખાય છે. તે પોતાની ડાળીઓ ચોતરફ ફેલાવીને જાણે રણભૂમિની ભયાનકતા ઢાંકવા માટે અન્ધકાર કરવા મથે છે.

ઇન્દ્રકુમાર લડાઇના સર્વ વૃત્તાંતથી માહિત થઇને યુવરાજની શોધ કરવા આવ્યો છે. યુવરાજ કર્ણફૂલી નદીને કિનારે ઘાસ ઉપર પડેલા છે. બાણવ્યથાથી તે અતિ પીડિત છે. તેને જ્યારે તૃષા લાગે છે ત્યારે નદીના જલની અંજલિ ભરીને તે પીએ છે. વચ્ચે વચ્ચે એકદમ અચેત થઇ જતાં આંખો બંધ કરી પડી રહે છે. ઠંડો વાયુ વાઈ રહ્યો છે. કલકલ નિનાદ કરતી નદીનું જળ નિરન્તર વહ્યું જાય છે. મનુષ્ય એક પણ નથી. ચારે તરફ પહાડના પહાડ! શૂન્યાકાર જંગલ જાણે ખાવા ધાય છે.

ઇન્દ્રકુમાર શોધ કરતો કરતો જ્યારે અહીં આવ્યો અને યુવરાજને અચેત અવસ્થામાં પડેલો જોયો, ત્યારે વિદિર્ણ હૃદયે તેણે "ભાઈ!" એ શબ્દોચ્ચાર કર્યો. હા! પણ એ કરૂણ સ્વરનો તેવો જ પડઘો જાણે આકાશ પાતાલ કંપીને કાઢતાં હોય તેમ પાછો આવ્યો. ચન્દ્રમાણિકય એ શબ્દ શ્રવણ કરતાં કંઈક હેશમાં આવ્યો. તેણે કહ્યું: "કોણ? ભાઈ ઇન્દ્રકુમાર? આવ ભાઇ!"

ઇન્દ્રકુમાર પોતાના મોટા ભાઇના બન્ને બાહુપાશની વચમાં બદ્ધ થઈને એક બાલકની પેઠે મુક્ત કંઠે રૂદન કરવા લાગ્યો.

કલુષિત મંદ સ્વરે ચંદ્રમાણિકયે કહ્યું:—"ન રો બાપુ! ન રો. તારું રૂદન દેખી મારું હૃદય ચીરાઈ જાય છે. બન્ધુ! છેલ્લી વાર તને જ નિહાળવા ખાતર હું પ્રાણ ટકાવી રહ્યો છું. મારા ઉપર તને રોષ ઊપજ્યો હતો? શું તારો રોષ લઈને હું મરી જાઉં? નહીં. હવે મેં તારું મુખ જોયું. તારો પ્રેમ પ્રાપ્ત કર્યો. તારા મનનો રોષ હવે જતો રહેલો જણાય છે. હાશ! હું એ જ ચાહતો હતો. હવે મને કોઇ વાતની ચિન્તા નથી. હે ભગવન! હવે હું તારે શરણ છું!" યુવરાજે એટલું કહીને પોતાના શરીરમાં વાગેલાં બાણ બહાર ખેંચી કાઢ્યાં. તીર બહાર નીકળતાં જ ઘામાંથી રક્તધારા જોશથી નીકળવા લાગી. યુવરાજની નાડી ક્ષીણ થવા લાગી. દેહમાં શીતળતા વ્યાપવા માંડી. તેણે ખિન્ન સ્વરે કહ્યું: "હું મરું છું તેનો મને શોક

નથી થતો. પરન્તુ હાર મારી થઈ છે!"

ઇન્દ્રકુમારઃ "નહિ ભાઈ, હાર તમારી નથી થઇ—મારી થઈ છે. આ પરાજયના અપયશનો હું ભાગી થયો."

ચન્દ્રમાણિક્ય પોતાનો અન્તિમ સમય આવેલો જોઈને મનમાં ઈશ્વરપ્રાર્થના કરવા લાગ્યો "હે દયામય! મારે માટે આ સંસારનો ખેલ હવે ખતમ થયો! બસ, હવે મને તારી ગોદમાં સ્થાન આપ." તેણે પોતાની આંખો બંધ કરી દીધી.

પ્રાતઃકાલે જ્યારે નદીના પશ્ચિમ કિનારા ઉપર ચન્દ્રમાનો રંગ ફિક્કો પડી ગયો, ચન્દ્રમાણિક્યના મુખની શોભા પણ મ્લાન થઈ ગઇ. ચન્દ્રમાની સાથે સાથે જ ચન્દ્રમાણિક્ય પણ સંસાર—સમુદ્રને પેલે પાર પહોંચ્યો.

*

આરાકાનના વિજયી સૈન્યગણોએ આખા ચટગામને કબજે કર્યું. ત્રિપુરાની રાજધાની ઉદયપુરને પણ લૂટી લીધી. અમરમાણિક્ય નાસીને દેવઘાટ ગયો; જ્યાં તેણે આત્મહત્યા કરી. ઇન્દ્રકુમારે શત્રુ સહ લઢતાં લઢતાં જ વીરોચિત ગતિ પ્રાપ્ત કરી. લઢાઇમાં પીઠ દેખાડી દેશમાં પાછા ફરવું તેને પસંદ પડ્યું નહીં.

રાજધર રાજા થયો. ત્રણ વર્ષ રાજ્ય કરીને આખરે નદીનાં જળમાં ડૂબી મુઓ. એ પછી ઇન્દ્રકુમારનો પુત્ર કલ્યાણમાણિક્ય રાજા થયો. તે પોતાના પિતા જેવો વીરકેસરી હતો. જ્યારે શાહજહાં બાદશાહે ત્રિપુરા પર હુમલો કર્યો ત્યારે બાદશાહી સૈન્યને પરાજિત કરનાર કલ્યાણમાણિક્ય જ હતો.

[૮]

# વહાલું વતન

ફટિક ચક્રવર્તી ગામના છોકરાઓનો મુખી હતો. એક દિવસ નદી આગળના કીચ્ચડની અંદર વહાણ બનાવવા માટે પડેલા લાકડાના ઢીમચાને તેણે ઉઠાવીને નદીમાં ફેંકી દેવાનો વિચાર કર્યો. તેણે પોતાની ટોળીને કહ્યું—" આ ઢીમચું આખું ખસેડી નદીમાં નાંખી દઇશું એટલે તેનો ધણી ગુસ્સે થશે અને એ જોવાની ખૂબ મઝા પડશે. ચાલો, આપણે ઉઠાવીએ." બધાને એ વાત પસંદ પડી અને તેમ કરવાનું ઠર્યું. પણ જેવું તે લાકડું ઉઠાવવામાં આવે છે કે તરત જ ફટિકનો નાનો ભાઇ તેના ઉપર જઈ બેઠો. છોકરાઓ આથી ચીઢાયા અને તેને ધક્કો મારી ઊઠવા કહેવામાં આવ્યું. પણ ફટિકનો નાનો ભાઇ કહેઃ—"આવી નકામી રમત શા માટે રમવી જોઇએ ?" તે ઊઠયો નહીં. ફટિક ગુસ્સે થઈને બોલ્યોઃ—" માખન, તું ઊઠીશ નહીં, તો યાદ રાખજે હં, અમે તને ફટકાવીશું."

તેના જવાબમાં માખન લાકડાની વચ્ચોવચ જઈ બેઠો.

હવે ફટિકે છોકરાઓના સરદાર તરીકે પોતાની ફરજ બજાવવાનો તથા પોતાનુ માન ટકાવી રાખવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તેને માની દહેશત લાગી પણ પોતાનું અપમાન કેમ વિસરાય ? તેણે ટોળીને હુકમ કર્યોઃ—" માખન ભલે બેઠો તેના ઉપર. આપણે તો એ લાકડું ગબડાવીશું જ."

માખન પણ હઠીલો હતો. તે ડર્યો નહીં—પોતાની જગ્યાએ બેસી જ રહ્યો. છોકરાઓ ઉપર જોર અજમાવવા મંડયાઃ—"એક, બે, ત્રણ" સરદારનો હુકમ અને લાકડું ગબડયું ! માખન મૂર્ખ

કર્યો. ફટિક હોંશિયાર ગણાયો. છોકરાઓ આનન્દાવેશમાં આવી જઇ, કિકિયારીઓ પાડવા લાગ્યા; પણ ફટિક જરા પોચો હતો. માખનની હાર થવાથી તે શું કરશે, એની તેને ખબર હતી. થોડીક જ વારમાં માખન બૂમો પાડતો ઊભો થયો. ફટિકને લાતો લગાવવા લાગ્યો અને સાથે મોટેથી રડવા પણ લાગ્યો. લાતો મારી વેર વાળવાનો સંતોષ માનતો તે રડતો રડતો જ ઘેર ગયો.

ફટિક નદી કિનારે પાણીમાં, એક અર્ધું—ડૂબેલી નાવની કોર ઉપર, ઘાસનું તરણું ચાવતો ચાવતો, 'માતા ધમકાવશે.' એ ભયથી વિચાર કરતો કરતો બેઠો. એ સમયે છોકરાઓ વેરાવા લાગ્યા. ભૂરા વાળવાળો, કાળી મૂછોવાળો આધેડ વયનો એક અજાણ્યો માણસ એક હોડીમાં બેસીને ત્યાં આવ્યો. ફટિકને તેણે પૂછ્યું:—" ચક્રવર્તી ક્યાં રહે છે?" ફટિકે કહ્યું:—'ત્યાં." પણ તે કઇ તરફ આંગળી ચીંધતો હતો, એ સમજાતું ન હતું. અજાણ્યાએ ફરીથી એનો એ સવાલ કર્યો. મનમોજી ફટિકે બેદરકારીથી પોતાના પગ હલાવતાં હલાવતાં કહ્યું:—" જા, શોધી કાઢ તારી મેળે." ઘાસ ચાવવાની ક્રિયા હજી ચાલુ જ રહી. એટલામાં ઘેરથી એક નોકરે આવીને ફટિકને કહ્યું:—" માજી બોલાવે છે." ફટિકે કહ્યું:—" હું નથી આવતો!" નોકર:—" એમ કે?" એટલું કહીને તેણે તેને ઊંચક્યો અને તેની બૂમો, લાતંલાત અને તોફાનને ન ગણકારતાં તે તેને ઘરમાં લઇ ગયો.

ફટિક ઘરમાં ગયો કે તરત જ માએ ગુસ્સાથી કહ્યું:—" કેમ, માખનને તું હંમેશ કેમ માર્યા કરે છે?"

" મેં એને માર્યો જ નથી. કોણે કહ્યું કે—મેં એને માર્યો?"

માએ મોટેથી બૂમ પાડીને કહ્યું:—' જૂઠું ના બોલ, તેં જ એને માર્યો!"

ફટિક:—" નથી માર્યો, એને પૂછી જુઓ જોઇએ?"

માખને કહ્યું:—" હા, ફટિકે જ મને માર્યો છે!" ફટિકને એ

કહેવું અન્યાયી લાગ્યું. તે એકદમ માખન તરફ ધસ્યો અને તેને પકડીને બે ધપ્પા લગાવી કહ્યું: "જૂઠું બોલવા માટે આ બે ધપ્પા વધારે !"

ફટિકની માતાનો ગુસ્સો હવે વધી ગયો. છોકરાઓના મુખી સાહેબને તેણે ખૂબ ફટકાર્યો. ફટિકે માને ધક્કો માર્યો. માએ કહ્યું: "હરામખોર ! તારી માને પણ મારતાં શરમાતો નથી ?"

એ વખતે ભૂરા વાળવાળો અજાણ્યો ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ ફટિકની માએ કહ્યું: "ભાઈ, આવી પહોંચ્યો કે ?"

માતા તેને પગે પડી. ભૂરા વાળવાળો તેનો ભાઈ હતો. તેનાં લગ્ન પછી તે કલકત્તેથી મુંબાઈ વહેપાર માટે ગયો હતો. તે મુંબાઈમાં હતો ત્યારે પોતાના બનેવીના અવસાનના સમાચાર તેને મળ્યા હતા. એ પછી તે આજે અહીં આવ્યો હતો અને પોતાના બનેવીના ઘરનું ઠેકાણું પૂછતો પૂછતો, જે વખતે ફટિકને માર પડતો હતો તે વખતે તેના ઘરમાં આવી પહોંચ્યો હતો.

બહેન ખબરઅંતર પૂછવામાં રોકાઈ. ફટિક શરમાઈને ત્યાંથી છટકી ગયો.

[ ૨ ]

ભાઈએ થોડાક દિવસ બહેનને ત્યાં રહ્યા. બાદ એક દિવસ બહેનને છોકરાંના શિક્ષણ વિષે પૂછપરછ કરી. બહેને કહ્યું: "ફટિક બહુ રમતિયાળ છે, આળસુ અને મસ્તીખોર; ભણતો નથી અને બધાને બહુ પજવે છે. માખન બહુ સારો છોકરો છે. શાન્ત અને કહ્યાગરો છે." આથી ભાઈએ ફટિકને સુધારવાનું મન ઉપર લીધું. તેણે તેને પોતાની સાથે મુંબાઈ લઈ જવાનું નક્કી કર્યું, બહેનને એ વિચાર જણાવતાં તેને એ સૂચના પસંદ પડી. મામાએ ફટિકને પૂછ્યું: "તને મુંબઈ આવવું ગમશે કે ?"

ફટિક ખુશી થતો થતો બોલ્યો: "હા, ગમશે."

માતાને કોઇક અજબ કારણથી ફટિક તરફ અણગમો હતો અને બન્ને ભાઈઓ વચ્ચે પણ પ્રીતિ ન હતી. માને ફટિક જશે તેથી નિરાંત વળી.

ફટિક મામાને હંમેશાં પૂછતોઃ " આપણે કયારે જઇશું ? " અને મામા હમેશાં જવાબ દેતાઃ " થોડાક દિવસમાં. " ફટિક કોઈ દિવસ જવાના વિચારમાં ને વિચારમાં આખી રાત ઊંઘ વિના કાઢતો. ફટિકે મુંબાઇ જવાનું ઠર્યેથી પોતાની મોટી પતંગ, પોતાની લખોટીઓ, માછલી પકડવાની સોટી અને બીજી રમવાની વસ્તુઓ પોતાના ભાઇને બક્ષિસ આપી અને જતી વખતે ભાઈ તરફ અણધાર્યું વહાલ બતાવ્યું.

ફટિક મુંબાઈ પહોંચ્યો છે. મામીને તેણે પહેલી જ વખત જોઇ, જોતાં જ ઉભયને એક બીજા પ્રતિ અણગમો આવ્યો. મામી પોતાનાં ત્રણ છોકરાંથી જ કંટાળી હતી; ત્યાં આ ચોથો બાળક તેને વળગાડ રૂપ લાગ્યો.

સંસારમાં ૧૪ વર્ષનો છોકરો જેટલો કંટાળો આપે છે તેટલો કોઇ આપતું નથી. તેનું બાળપણ વહી ગયું હોવાથી તે બાળક ગણાતો નથી, તેમજ યુવાનીમાં પ્રવેશ્યો હોવાથી યુવાન પણ ગણાતો નથી. તે બાળકની માફક વાત કરતો હોય છે તો લોકો તેને છોકરવાદ જ રહ્યો એમ ઠપકો આપે છે. મોટાની માફક વાત કરે છે તો તેને અસભ્ય કહે છે. ખરું જોતાં તેની વાતચીત ન બાળકમાં કે ન જુવાનીમાં ખપે તેવી હોવાથી તે કંટાળા રૂપ થઇ પડે છે. વળી તેનો દેખાવ પણ એ ઉમ્મરે વિચિત્ર થતો જાય છે. એકદમ આડો ને ઊભો વધી જતાં તેનાં કપડાં તેને નાનાં પડે છે. અવાજમાં કંઈક ધ્રૂજારી આવી જાય છે. મોઢું બેડોળ બની જાય છે, કંઇક સાવચેતીથી કામ કરવા જતો હોવા છતાં આવડ ન હોવાથી બાળક જેવી જ ભૂલ કરી દેતાં મૂરખ ગણાય છે અને કોઇક સ્થળે ન છાજતું શરમાળપણું બતાવતાં પણ મૂરખ કહેવાય છે. બાળપણું અને જુવાની

વચ્ચે ઝોલા ખાતું ૧૪ વર્ષનું વય કંટાળા સમાન છે.

આ વયમાં આવેલા છોકરાને એકદમ એવી લાગણી ઊપજે છે કે–બીજા માણસોએ તેના તરફ વહાલ બતાવવું જોઇએ. જેઓ તેમ નથી કરતા તેઓને તે જીવન સુધી તિરસ્કારતાં શીખે છે. જેઓ તેને ચાહે છે તેના ઉપર તે હંમેશ માટે પ્રીતિ બતાવતો રહે છે. એક અજબ સંસ્કારની ભૂમિ તે ૧૪ વર્ષનું વય છે. ૧૪ વર્ષના બાળકને પોતાનું ઘર બહુ ગમે છે. તેને બીજાના ઘરમાં રહેવાનું નથી ગમતું. સ્ત્રીઓ જો તેને વહાલના શબ્દો કહે છે તો તે કાલોઘેલો થઈ જાય છે. ઠપકો આપે છે તો તે અસભ્ય થઇ પડે છે. ૧૪નું વય વિચિત્ર છે.

આ વયમાં આવેલા ફ્રિટિકે, મામીને ઘેર પોતે અણગમતો પરોણો છે. એમ જોઇ લીધું. પળે પળે વગર વાંકે મામી મહેણાં મારતી. છતાં મામી તેને કાંઈ વિશ્વાસનીય કાર્ય સોંપતી તો તે ઘણો ખુશ થઈ જતો અને એ કાર્યમાં એકલો બધો તલ્લીન થઇ જતો કે વખત વહી જવાનું તેને ભાન રહેતું નહીં. મામી આથી તેને ઠપકો આપીને શાળાના પાઠ કરવા મોકલતી. ફ્રિટકને લાગતું કે—મામી તેને ચાહતી નથી. વારંવાર તે ઘરમાંથી બહાર નીકળી ખુલ્લી હવામાં જવા ઇચ્છતો. પણ તેવી જગ્યા તેને આ મોટા શહેરમાં મળતી નહીં. હમેશાં રાત્રે ઘેર પાછા જવાનો વિચાર કરીને તે સૂઈ જતો અને તેને લગતા સ્વપ્નતરંગમાં રમતો. વહાલા વતનનું મોટું મેદાન, હોડીઓમાં રમવાની નદી અને વતનના છોકરાઓની ટોળી–તેને હમેશાં યાદ આવતાં. એ બધામાં તેને પોતાની માની યાદ ઘણી જ આવતી. મા તેને મારતી, નાના ભાઇનું ઉપરાણું લેતી તો પણ તેજ માતા પાસે જવાનું તેને હવે બહુ મન થતું. એક જાતનો પશુવૃત્તિ જેવો શારીરિક પ્રેમ તેને જોઇતો ન હતો. પોતાના પર પ્રીતિ રાખનાર પાસે પોતાને રહેવું ગમતું હતું. આવી પ્રીતિની મામાને ત્યાં ઊણપ જોવાથી તેની મનોવ્યથા વધી ગઇ હતી. સાયંકાળે જેમ વાછરડાને ગાય પાસે જવાની આતુરિત ઇચ્છા થાય છે, તેવી

ઇચ્છા તેને થતી. આમ લગભગ પશુવૃત્તિવાળો પ્રેમ આ શરમાળ, બીકણ, પાતળા અને કદરૂપા બની ગયેલા ૧૪ વર્ષના છોકરામાં તનમનાટ કરી રહ્યો હતો. આવા તેના વિકારની દરકાર કોઇએ કરી નહી. ફટિક આથી મનમાં ને મનમાં બળી રહ્યો છે. તેનું ભણતર નિષ્ફળ નીવડવા માંડયું છે. તે મૂઢ જેવો બેસી રહે છે. શાળામાં મહેતાજીના હાથનો માર મૂંગે મોઢે ખાયા કરે છે. બીજા છોકરાઓ રમવા જાય છે પણ તેનું દિલ રમતમાં ગોઠતું નથી. બારીએ બેસીને દૂર—દૂર આવેલા મકાનોનાં છાપરાં તરફ તે એકી નજરે જોઇ રહે છે.

[૩]

એક દિવસ તેણે બધી હિંમત એકઠી કરીને મામીને પૂછ્યું: "મારે ઘેર જવું છે. ક્યારે મોકલશો?"

"રજાઓ પડશે ત્યારે."

પણ રજાઓ તો નવેમ્બરમાં પડવાની હતી અને અત્યારે જુન માસ ચાલતો હતો.

એક દિવસ ફટિકની ચોપડી ખોવાઈ. ચોપડી હતી ત્યારે તેને તેમાંના પાઠ આવડતા નહીં, ચોપડી ખોવાઈ એટલે વળી ખાસ નહીં આવડવાનો સંભવ હતો. શિક્ષકે દરરોજ તેને મારવા માંડયો. મામાના છોકરાઓ તેની હાંસી કરતા. આખરે તે મામી પાસે ગયો અને ચોપડી ખોવાઇ ગઇ છે. એમ કહ્યું.

મામીએ તડૂકો કરીને કહ્યું: "મૂર્ખ! મહિનામાં તું પાંચ ચોપડીઓ ખોઈ નાખે છે, એટલે હરરોજ હું કેટલી નવી ચોપડીઓ મંગાવી આપું?" નવી ચોપડી ન મળી.

રાત્રે નિશાળેથી આવતાં ફટિકનું માથું દુઃખવા લાગ્યું. વરસાદની ઋતુ. ઠંડી ચઢી. શરીર ગરમ થયું. મેલેરીઆ થશે એવો સંભવ જણાયો. પણ ફટિકે મામી વઢશે, એ બીકથી પોતાના નરમ શરીરની વાત કોઈને કરી નહીં.

સવારે ફટિક ક્યાંયે દેખાયો નહીં. પાડોશીઓને ત્યાં શોધ કરી તો પત્તો લાગ્યો નહીં, પોલીસખાતાને ખબર અપાઇ. છેક સંધ્યા-કાળે પોલિસના માણસો ફટિકને મામાને ઘેર લઇ આવ્યા. અત્યારે પણ વરસાદ પડતો હતો. રસ્તાઓમાં કીચ્ચડ બહુ જ હતો. પોલીસનાં બે માણસોએ ફટિકને ઉંચકયો હતો. તેનાં કપડાં પાણીથી ભીંજાઈ ગયેલાં હતાં. શરીર તાવથી ગરમ હતું. આંખો લાલચોળ થઈ ગઇ હતી. બદન આખું ધ્રૂજતું હતું. મામાએ તેને ઊંચકીને ઘરમાં આણ્યો. ઓરડામાં સુવાડયો. અંદરી મામી બોલી ઊઠી: "આ છોક-રાથી આપણે કેટલાં બધાં હેરાન થયાં? એને શા માટે તેને ઘેર મોકલી દેતા નથી?"

ફટિકે આ શબ્દો સાંભળ્યાં. તેને બહુ જ માઠું લાગ્યું. તે રડી પડયો. વિહ્વળ દશામાં આ બિચારો વહાલભૂખ્યો બાળક બોલ્યો: "મામા, હું ઘેર જતો જ હતો. આ લોકો મને પાછા લઇ આવ્યા!"

ખિન્ન મને અને હૃદયની અકળામણથી દર્દ વધ્યું. તાવ ઊતર્યો નહીં. આખી રાત તેણે લવલવ કર્યો કર્યું. મામાએ ડાક્ટરને બોલા-વ્યો. ફટિક તાવથી લાલચોળ બની ગયલી આંખો ઉઘાડીને બોલ્યો: "મામા, રજાઓ પડી કે? હું ઘેર જાઉં?"

મામાને આ શબ્દો સાંભળી રડવું આવ્યું. તેમણે ફટિકનો ગરમ અને નબળો પડી ગયલો હાથ પોતાના હાથમાં લઇ તેને કહ્યું: "તને તાવ ઊતરશે એટલે મોકલીશું, ભાઇ!" મામા આખી રાત ફટિક પાસે જાગ્રત દશામાં બેસી રહ્યા. લવારીમાં છોકરો લવ્યો: "ઓ મા! મને મારીશ નહીં. હું તને સાચું કહું છું."

બીજે દિવસ. ફટિકને થોડું ભાન આવ્યું. પોતે જાણે કોઇને શોધતો હોય તેમ પથારીમાં બેઠો થઈ આકળવિકળ નજરે આમ તેમ જોવા લાગ્યો. નિરાશ થયો હોય તેમ નિઃશ્વાસ નાખી પાછો પથારીમાં પડયો. આંખો મીંચી દીધી.

મામાએ ફટિકને કહ્યું: "ફટિક, માને બોલાવવા મેં માણસ

મોકલ્યું છે. મા આવશે."

સાંજ પડી. ડાક્ટરે ગંભીર અવાજે કહ્યું: "દર્દીની હાલત ઘણી જ ખરાબ છે. તેના બચવાની આશા નથી."

ફટિકની લવારી ચાલુ રહી "નિશાનીની પાસે જવાને ચાર વામ રહ્યા. હા, હવે ત્રણ વામ રહ્યા. નિશાની પાસે જવાને—" ફટિક પોતાના વતનમાં નદીકિનારે જ રમતો હતો. કદી નદીમાં પડીને તરતો. નહીં, આજ તે અગાધ અને અગમ્ય સાગરમાં પડયો છે. તે નાવમાંથી ગબડી પડયો છે. બચાવનાર માલિક વિના કોઇ નથી.

[૪]

દીવાઓ થવાની તૈયારી છે. થોડી વારમાં રાત્રિ પડશે. ફટિકની માતા તેની માંદગીના સમાચાર જાણીને ગભરાયલી દશામાં મુંબાઈ આવી પહોંચી છે. દુખથી સિસકારા મારતી આમતેમ લથડોમાં ખાતી, તે ફટિકવાળા ઓરડામાં દાખલ થઈ. ફટિકની બેભાન દશા જોઇ માતા મોટેથી રડવા લાગી. ભાઈએ બહેનને શાન્ત કરવા વ્યર્થ યત્ન કર્યો. માતા છોકરાની પથારીમાં પડીને કહેવા લાગી: "ફટિક, મારા વહાલા રત્ન, મારા પ્રાણ, મારા જીવના આરામ!"

ફટિક બેભાન દશામાં શાન્ત પડી રહ્યો છે. પહેલાં તે અકળામણથી હાથ આમ તેમ પછાડતો. હવે પછાડતો નથી. તે બોલ્યો: "શું?"

માએ ફરીથી કકળાણ કરી મૂકયું: "ફટિક, મારા, બાપુ, મારા બેટા!" ફટિકે ધીમેથી માથું ફેરવ્યું અને કોઈના તરફ નજર કર્યા વિના બોલ્યો: "મા, છેવટે રજા પડી છે!"

[૯]

# બાળ-વિધવા

મારી પાડોશણ બાળવિધવા હતી. વૃત્તરહિત શેફાલિકાની પેઠે તે કોઈ અન્તઃપુરની ફૂલશય્યાને માટે નહીં, પરંતુ દેવપૂજાને માટે આ સંસારમાં રહી ગઈ હતી. હું મનમાં ને મનમાં તેની પૂજા કર્યા કરતો હતો. બીજા કોઇ ભાવથી હું તેની તરફ જોતો હતો કે નહીં, એ બતાવવાની મારી ઇચ્છા નથી. મારો પ્રિય મિત્ર નવીનમાધવ પણ એ સંબંધમાં કંઈ જાણતો ન હતો. મારા મનના ભાવોને એ પ્રમાણે ગુપ્ત અને એટલા માટે જ નિર્મળ રાખવાનો મને કાંઇક પણ ગર્વ હતો.

પરંતુ મનનો વેગ પહાડી નદી જેવો છે. તે પોતાના જન્મ-શિખર પર સ્થિર રહેવા ઇચ્છતો નથી; કોઇ પણ પ્રકારે તે બહાર નીકળવાની ચેષ્ટા કરે છે અને કૃતકાર્ય ન થાય તો મનને દુઃખ પહોંચાડે છે. હું વિચાર કરવા લાગ્યો કે કવિતા દ્વારા મારા હૃદયના ભાવો પ્રકાશિત કરું; પરંતુ કુંઠિતા લેખિનીએ આગળ વધવા સાફ ના પાડી.

આશ્ચર્યની વાત એ બની કે બરાબર એ વખતે મારા મિત્ર નવીનમાધવને પણ કવિતા કરવાની પ્રબળ ઇચ્છા થઇ. બિચારો ભારે આપત્તિમાં ફસી ગયો. છંદ અને માત્રાનું કાંઇ પણ જ્ઞાન ન હોવા છતાં તેણે પાછો પગ ભરવાની ઇચ્છા કરી નહીં. આ જોઇ હું અવાક બની ગયો.

આખરે નવીને એ વિષયમાં સહાય અને સંશોધનને માટે મારું શરણું લીધું. કવિતાનો વિષય નવો નહોતો તેમ જૂનો પણ નહોતો. પ્રિયતમા પ્રત્યે પ્રેમીની કવિતા હતી. મેં હસીને પૂછ્યું: "કેમ મિત્ર, એ કોણ છે ?"

નવીને વાત ઉડાવી દીધી. તેની કવિતાઓનું સંશોધન કરતાં મને બહુ મઝા પડવા લાગી. એ કવિતાઓ દ્વારા હું તેની કાલ્પનિક પ્રિયતમા પ્રત્યે મારા રૂદ્ધ આવેગનો પ્રયોગ કરવા લાગ્યો. બે બચ્ચાંની મરઘી હંસનું ઇંડું મેળવી જે રીતે તેને પોતાના હૃદય સાથે ચાંપીને બેસે છે, તે રીતે હું પણ નવીનમાધવના ભાવોને મારા હૃદયના સઘળા ઉત્તાપથી દબાવી બેઠો. નવીનની કવિતાનું સંશોધન હું એટલું કરતો હતો કે તેમાં લગભગ પંદર આના મારા તરફથી મેળવી દેતો.

નવીન વિસ્મિત થઇને કહેતો—"બરાબર, આવી જ વાત કહેવા હું પણ ઇચ્છતો હતો; પરંતુ કળા ન આવડવાથી ભાવો દર્શાવી શકતો નહોતો. તું આ સઘળા ભાવો ક્યાંથી લાવ્યો ?"

હું કવિની રીતે ઉત્તર આપતો—"કલ્પનાથી." કેમકે નીરવ કલ્પના, એ એક સત્ય છે. મુખ સત્ય ઘટનાના ભાવ-સ્રોતને બંધ કરી દે છે; પરંતુ કલ્પના તેના માર્ગને ખુલ્લો કરે છે.

નવીન કાંઇક વિચાર કરી મોટી ગંભીરતાથી કહેતો—હું પણ એ જ જોઉં છું! ઠીક છે! વળી ફરીને કેટલીક વાર પછી કહેતો —"ઠીક છે! ઠીક છે!"

એક દિવસ નવીને કહ્યું:—"કવિતાઓનો મોટો ભાગ તું લખે છે, માટે તારા જ નામથી તે પ્રકટ થવી યોગ્ય છે."

મેં કહ્યું—"ના, એમ નથી. હું તો એમાં થોડો જ ફેરફાર કરું છું."

ધીરે ધીરે નવીનને પણ એવો જ વિશ્વાસ બેસી ગયો.

# [૨]

જ્યોતિષી જે રીતે નક્ષત્રોના ઉદયની અપેક્ષાથી આકાશની તરફ દષ્ટિ રાખે છે, તે રીતે હું પણ પાસેના મકાનની બારી તરફ વારંવાર જોયા કરતો હતો. એ વાત છુપાવી શકતો નથી. કદી મારો તે દૃષ્ટિક્ષેપ સાર્થક પણ થઈ જતો હતો, ભાગ્યદેવીના શાપથી બ્રહ્મચારિણી બનેલી એ રમણીની સૌમ્ય મુખશ્રી સાથે પ્રતિબિંબિત બની એક શાન્ત અને સ્નિગ્ધ જ્યોતિ મારા સઘળા ચિત્તક્ષોભને પળ માત્રમાં દૂર કરી દેતી હતી.

પણ તે દિવસે મેં એક એકાએક શું જોયું ? મારા ચંદ્રલોકમાં પણ શું હજુ સુધી ઉત્તાપ છે ? ત્યાંની જનશૂન્ય સમાધિમગ્ન ગિરિ—ગુહાઓનો સઘળો અગ્નિદાહ શું હજુ સુધી મોક્ષપદને નથી પહોંચ્યો ?

વૈશાખ મહિનો હતો. આકાશમાં વાદળાંઓ ચઢી આવ્યાં હતાં. મારી પાડોશણ એ વખતે બારીમાં એકલી ઊભી હતી એ દિવસે મેં તેની આંખોમાં ચારે તરફ ફેલાએલો નિબિડ વેદનાનાં ચિહ્ન દેખ્યાં છે—મારા ચંદ્રલોકમાં હજુ સુધી ઉત્તાપ છે. હજુ સુધી ત્યાંના નિઃશ્વાસ ઉષ્ણતાથી પરિપૂર્ણ છે. તેની આંખોની વ્યગ્રતા—વ્યાકુળતા કેવી કાતર જણાય છે ! ભયકંપિત પક્ષીની પેઠે તે બહુ વેગથી ઊડે છે, પણ તે સ્વર્ગની તરફ નહીં,—મનુષ્યના હૃદયની તરફ ઊડે છે.

બસ, એ વખતથી મારા માટે મારા ચિત્તને સુસ્થિર રાખવાનું કઠિન થઇ ગયું; હવે કેવળ કવિતાઓના સંશોધનથી તૃપ્તિ નતી નહોતી. કોઇ પણ પ્રકારે કં કામ કરવાને માટે હું ચંચળ થઇ રહ્યો. છું.

સંકલ્પ કર્યો કે બંગદેશમાં વિધવાવિવાહનો પ્રચાર કરવાને

કે બાકી રાખવું નહીં. કેવળ ભાષણો અને લેખોથી જ નહીં, પરન્તુ ધનથી પણ મદદ કરવાને માટે તૈયાર થવું.

નવીન મારી સાથે વાદવિવાદ કરવા લાગ્યો. તે બોલ્યોઃ "ચિર વૈધવ્યમાં એક પવિત્ર શાંતિ છે. અકાદશીની ક્ષીણ જ્યોત્સનાલોકિત સમાધિભૂમિની પેઠે તેમાં એક વિલક્ષણ રમણીયતા છે. વિવાહની સંભાવના માત્રથી એ સર્વનો નાશ થઈ જશે."

એ સઘળી કવિત્વની વાતો સાંભળીને મને ક્રોધ ઊપજતો, દુકાળના દિવસોમાં જે માણસ નિર્ધનતાથી ભૂખે મરી રહ્યો છે, તેની સામે ખાદ્ય વસ્તુઓ ઉપર ઘૃણા પ્રકટ કરવી અને ફૂલોની સુગંધી તથા પક્ષીઓના ગાનથી તેનું પેટ ભરવાની કોશીશ કરવી એ મૂર્ખતા નહિ તો બીજુ શું છે?

મેં કહ્યું—"ભાઈ, ચિત્રકાર અને શિલ્પી લોક કહે છે કે કળા-શિક્ષિત દૃષ્ટિથી બળી ગયેલા મકાનમાં પણ ઘણું સૌન્દર્ય દેખાય છે; પરન્તુ મકાનને એવી રીતે જોવા માત્રથી કામ નભી શકતું નથી. તેમાં વાસ કરવાની જરૂર પડે છે. અને તેથી શિલ્પી ગમે તે કહે; પરંતુ મકાનને મરામત જરૂરી છે. વૈધવ્ય વિષે તું તો દૂર બેઠો બેઠો કવિતા કરવા ચાહે છે; પરંતુ તેની અંદર આકાંક્ષાપૂર્ણ માનવહૃદય પોતાની વિચિત્ર વેદના સાથે વાસ કરી રહેલું છે, એ પણ તારે જાણવું આવશ્યક છે."

નવીને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી, મારી સઘળી વાતો માની લીધી.

એક અઠવાડીઆ પછી નવીને આવીને કહ્યું;—"જો તું મને મદદ કરે તો હું વિધવાવિવાહ કરવા માટે તૈયાર છું."

એ સાંભળીને મને ઘણો આનંદ થયો. નવીનને હૃદય સાથે ચાંપીને મેં કહ્યું—જે ખર્ચ થશે તે હું આપીશ.' નવીને સંતુષ્ટ થઈ, પોતાની સઘળી હકીકત મને કહી સંભળાવી.

મને માલૂમ પડયું કે નવીનની પ્રિયતમા કાલ્પનિક નહોતી.

તે કેટલાક દિવસોથી એક વિધવા ઉપર પ્રેમ કરતો હતો, પરંતુ તે વાત તેણે કોઈની પાસે પ્રકટ કરી નહોતી. માસિક પત્રમાં મારી કવિતાઓ નવીનના નામથી પ્રકાશિત થતી હતી, તે માસિક એ વિધવા મંગાવતી હતી. કવિતાઓ વ્યર્થ જતી નહોતી. મેળાપ કર્યા સિવાય હૃદય ખેંચવાનો એ સુંદર ઉપાય મારા મિત્રે ખોળી કાઢયો હતો.

પરન્તુ નવીને કહ્યું કે: "મેં કોઈ ગૂઢ વિચારથી એ કામ કર્યું નહોતું. હું જાણતો હતો કે વિધવા લખતાંવાંચતાં જાણતી નથી. વિધવાના ભાઈના નામથી પત્રની એક નકલ હું વિના મૂલ્યે પ્રતિ માસ મોકલ્યા કરતો હતો." મનને શાન્ત રાખવા માટે તે એક પ્રકારનું દીવાનાપણું જ હતું. નવીન વિચારતો હતો કે દેવને ઉદ્દેશીને હું પુષ્પાંજલિ આપી ચૂકયો છું; તે જાણ્યે અજાણ્યે ગ્રહણ કરે અથવા ન કરે!

વિધવાના ભાઈની સાથે નવીને બન્ધુત્વ જોડયું હતું, તેમાં નવીનની કેવી મતલબ હતી તે આ ઉપરથી જણાશે. જેની ઉપર કોઈ વહાલ કરે છે, તેના બન્ધુબાંધવોની સાથે પણ તેને સારો મેળ રાખવો પડે છે. ભાઇની માંદગી વખતે નવીનને એ ભાઈની બહેન સાથે શી રીતે મુલાકાત થઇ, એ બહુ લાંબી વાત છે. નવીનની લગ્નની વાત સાંભળી, વિધવા પ્રથમ તો રાજી ન થઇ પરંતુ આખરે નવીને મારી સઘળી યુક્તિઓનો પ્રયોગ કરી, તેનાં આંસુઓ સાથે પોતાની આંખોનાં બે ચાર જળબિન્દુઓને મેળવી, તેનું મન મનાવી લીધું. વિધવાનાં સગાં—સંબંધીઓને પૈસાની જરૂર હતી એ વાત પણ નવીને મને કહી સંભળાવી.

મેં સઘળી વાત સાંભળ્યા પછી કહ્યું—"જોઇએ તેટલા પૈસા લઈ જા."

નવીન બોલ્યો—"લગ્ન પછી મારા પિતા મારું ખર્ચ પાંચ-છ મહિના સુધી જરૂર બંધ કરી દેશે. તે વખતે અમારા બન્નેના ખર્ચ માટે પણ કંઇક ઉપાય કરી આપવો પડશે."

મેં તેનો કાંઇ પણ જવાબ ન આપતાં એક ચેક લખી આપ્યો; પછી ધીમેથી કહ્યું—"નવીન! હવે તો તેનું નામઠામ મને બતાવ? મનમાં કોઇ પણ જાતનો ભય રાખીશ નહીં. હવે હું તેને ઉદ્દેશીને કવિતા નહીં કરું; અથવા જો કરીશ તો તે તેના ભાઇ પાસે ન મોકલતાં તારી પાસે મોકલી દઇશ."

નવીને કહ્યું—"મને હવે કોઇ બાબતનો ભય નથી. વિવાહ કરવાના કારણથી વિધવા શરમાય છે અને લજ્જાથી તે અત્યંત કાયર બની ગઇ છે; તેથી તેણે તારી સાથે એ સંબંધમાં આલોચના કરવાની મને મના કરી દીધી છે; પરંતુ હવે નામ છુપાવવું ઠીક નથી. તે વિધવા તારી પાડોશણ છે કે જે ઓગણીસમા નંબરના મકાનમાં રહે છે.'

હત—પિંડ જો લોઢાનું 'બોઇલર' હોત તો તે વખતે તત્કાળ એ ફાટી જાત!

મેં પૂછ્યું—'લગ્ન માટે હવે તેની અસંમતિ નથી?'

'અત્યારે તો નથી.'

'શું કવિતા વાંચીને તે આટલી બધી મુગ્ધ થઇ ગઇ?'

'કેમ! મારી કવિતાઓ શું કાંઇ જેવી તેવી હતી?'

મેં મનમાં ને મનમાં કહ્યું:—"ધિક્કાર!" પરંતુ ધિક્કાર કોને? તેને, મને કે વિધાતાને?



સમાપ્ત